७८६

# સદ્‌ગુણી નસીમા.

( અસલ ઉર્દુ ઉપરથી )

ગુજરાતીમાં રચી પ્રગટ કરનાર

**મુસ્તફામીયાં શાહસાહેબમીયાં કાઝી**

અને

**ગુલામઅહમદ ગુલામમોહંમદ શેખ.**

એજ્યુકેશન ડીપાર્ટમેન્ટ, જુનાગઢ સ્ટેટ.



ધી અમરસિંહજી પ્રીન્ટીંગ પ્રેસમાં

પઠાણ નુરખાન અમીરખાન વકીલે છાપ્યું,

લાલ દરવાજા—અમદાવાદ.

હી. સ. ૧૩૩૮ ઈ. સ. ૧૯૧૯

પ્રથમ આવૃત્તિ. પ્રત ૧૦૦૦

કીમત એક રૂપિયો.

'મિરાતે આલમગીરી' કીમત રૂ. ૩

**પંદનામા** (કીંમત આઠ આના.)

તથા

## સદ્ગુણી નસીમા

મળવાનાં ઠેકાણાં.

(૧) પોલિટિકલ ભોમીઓ ઓફીસ અમદાવાદ.
(૨) નીઝામીયા બુકડીપો, ત્રણ દરવાજા અમદાવાદ.
(૩) એમ. એસ. કાઝી, મહાબત મદ્રસા જુનાગઢ.
(૪) એન. એમ. ત્રીપાઠી, બુકસેલર કાલબાદેવીરોડ મુંબઇ.
(૫) જહાંગીર બી. કીરાની એન્ડસન્સ. બુકસેલર ફોર્ટ મુંબઇ.
(૬) ફીરોઝશાહ દીનશાહ મુકાદમ બુકસેલર, ચર્ચગેટ સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

તેમજ રૂબરૂમાં નીચેના ઠેકાણેથી પણ મળશે.

જી. એ. શેખ.
ઓલપાડ (જીલ્લે સુરત).

---

## ઈસ્લામી પહેલી કીતાબ.

કીમત આના બે

મળવાનું ઠેકાણું.

બી. એ. ઉરેઝી.
પ્રીન્સીપાલ વી. જે. મદ્રસા.
પોરબંદર.

'મિરાતે આલમગીરી' (શહેનશાહ ઔરંગઝેબનો ઇતિહાસ)
માટે મળેલા

# કેટલાક અભિપ્રાયો.

---

'મિરાતે આલમગીરી' નામનું પુસ્તક આ રાજ્યની નિશાળોની લાઇબ્રેરી તથા ઈનામ માટે મંજુર કરવામાં આવે છે.

છગનલાલ હરિલાલ પંડયા,
ચીફ એજ્યુકેશનલ ઓફીસર, જુનાગઢ સ્ટેટ.

---

## એસ. એચ. હોડીવાળા સાહેબ એમ. એ. ઇતિહાસના પ્રોફેસર બાહાઉદ્દીન કોલેજ—જુનાગઢ.

મરહુમ શેખ ગુલામ મોહંમદે ઔરંગઝેબના રાજ્યનો ઇતિહાસ લખ્યો છે તે મેં વાંચ્યો છે. અને ખરા અંતઃકરણથી લખેલા ઇતિહાસીક લખાણને જણાવવાને હું અચકાતો નથી. મી. ગુલામ મોહંમદે એ વિષય ઉપરના અંગ્રેજીમાં અને ફારસીમાં છપાઇ બહાર પાડેલા ગ્રંથો કાળજી પૂર્વક વાંચ્યા હતા. અને તેનું સંપૂર્ણ રીતે મનન કર્યું હતું. તેમણે મહાન "ધર્મચુસ્ત બાદશાહ"ના રાજ્યનો વાંચવા લાયક અહેવાલ તૈયાર કર્યો છે જે સંપૂર્ણ અને સાચો છે જેની મુસલમાનોએ તો કદર કરવીજ જોઇએ. ઔરંગઝેબની વર્તણુંક અને રાજ્યનીતી ગત વખતમાં તકરાર અને મત ભેદનો વિષય હતો અને ઘણું કરીને ભવીષ્યમાં પણ ચાલુ રહેશે. પરંતુ તેટલાજ કારણસર જેઓ તેમના દેશના ઈતિહાસનું ખરૂં જ્ઞાન મેળવવા જીજ્ઞાસુ હોય તેઓએ પ્રથમ ખરી હકીકતનો અભ્યાસ કરવા માટે શેખના પ્રયત્નોના જેવા સઘળા પ્રયત્નોને માન આપવું જોઇએ.

## પી. વી. નાણાવટી સાહેબ બી. એ. સીનીયર એજયુકેશનલ ઇન્સ્પેકટર ( જુનાગઢ સ્ટેટ. )

જુનાગઢ મહાબતખાનજી અનાથાશ્રમના મરહુમ સુપ્રીન્ટેન્ડેન્ટ મી. ગુલામમોહંમદ શેખે "ઔરંગઝેબનું જીવન" એ નામના હાથે લખેલા પુસ્તકની નકલ મેં પુરેપુરી વાંચી છે અને મને આ સ્થળે નોંધ લેતાં ઘણી ખુશી ઉત્પન્ન થાય છે કે મરહુમ મી. શેખે તે બાદશાહની વર્તણુકના ખરા અનુમાન ઉપર આવવાને માટે ફારસી ભાષામાં લખાયલા ઇતિહાસીક ગ્રંથોમાંથી સાહીત્યો ભેળા કરવામાં ઘણીજ તકલીફ ઉઠાવી છે. તેમણે જણાવેલી હકીકત લક્ષમાં લેતાં હિંદુસ્તાનના ઇતિહાસ બાબતના ચાલતા ગ્રંથોમાં એ વર્તણુંક ઘણીજ ખોટી રીતે વર્ણવામાં આવેલી જણાય છે. કારણકે હાલના ઘણાખરા ઇતિહાસીક ગ્રંથોમાં ઔરંગઝેબની વર્તણુંક "કપટી, સાવધ, નિર્દય અને લોભી" એવા વિશેષણોમાં કહેવામાં આવી છે ત્યારે મી. શેખે એ વખતના મુસલમાન ઇતિહાસીક ગ્રંથો લખનારાઓએ લખેલા ગ્રંથોને આધારે તેની વર્તણુંક તદ્દન જુદા સ્વરૂપમાં વર્ણવેલ છે અને તે સખ્ત પણ વ્યાજબી અને વળી બેકનવાર તથા ક્ષમાશીલ હતો એમ સાબીત કરી આપે છે.

આશા રાખવામાં આવે છે કે એ ગ્રંથની આખા હિંદુસ્તાનમાં યોગ્ય કદર કરવામાં આવશે અને હું જાતે તે દરેક રીતે ફતેહમંદ નીવડે એમ ઇચ્છું છું.

## પ્રજામિત્ર અને પારસી.

આ મીરાતે આલમગીરી પુસ્તક બે ભાગમાં છે. તે મરહુમ શેખ ગુલામ મોહમદ આબીદમીયાં સાહેબ, જેઓ જુનાગઢ રાજયના મરહુમ નવાબ સાહેબ નામદાર સર રસુલખાનજી બાબી બહાદુર જી. સી. એસ. આઇ. ના તવારીખનવેસ હતા તેમણે લખેલું છે અને તે તેમના પુત્ર મી૦ ગુલામ અહમદે પ્રસીદ્ધ કર્યું

છે. અત્યાર સુધીના આપણા અનેક દુરભાગ્યમાંનું એક દુરભાગ્ય એક એ હતું કે આપણો પોતાનો ઇતીહાસ આપણે પોતાને હાથે લખાયલો ન હોવાથી આપણે બીજાઓએ લખેલો ઇતીહાસ ખરો માનતા હતા. આ બીજા લખનારાઓ આપણા દેશના વતની ન હોવાથી ખરી સ્થીતી સમજવામાં ઘણીવાર નીષ્ફળ નીવડતા બનેલા બનાવો, જુદાજ રૂપમાં આપણી સમક્ષ રજુ કરતા હતા અને તેથી કેટલીકવાર કોમ કોમ વચે બેદીલી ઉભી થવા પામે છે. પરંતુ હવે હીંદીઓ પણ ઇતિહાસની કીમત સમજવા લાગ્યા છે, અને ઇતિહાસ સંબંધી શોધખોળ થવા માંડી છે. ઔરંગઝેબ બાદશાહ વીષે પ્રજાના એક ભાગની કંઈ એવી માન્યતા છે કે તે ઘણો જુલમગાર શાહનશાહ હતો, અને હીંદુ પ્રત્યે ઘણો દ્વેષ રાખતો હતો. આ માન્યતા પરદેશી ઇતીહાસકર્તાઓના પુસ્તકોપરથી બંધાઈ છે. પણ એ માન્યતા કેવી ખોટી છે તે મી૦ શેખે હાલમાં પ્રગટ કરેલા પુસ્તકપરથી સહજમાં માલુમ પડી આવે છે. આ પુસ્તક વાંચવાથી ઔરંગઝેબ વીશે ખરી માહીતી મળે છે. એટલુંજ નહી પણ તેની સામેની સુગ દુર થઇ જાય છે. લેખકે જુદી જુદી બાબતો સંગ્રહ કરી દાખલા દલીલો સાથે પુરવાર કરી આપવામાં ભારે શ્રમ લીધેલો દેખાય છે. આ પુસ્તક એક અચીત ઇતીહાસીક ગ્રંથ તરીકે જળવાઇ રહેશે તે વીશે કંઇ શક નથી. પીતાનું રચેલું પુસ્તક પ્રગટ કરી દુન્યા સમક્ષ સત્ય સ્થિતિ રજુ કરવામાં મી૦ શેખે પોતાના પીતાનીજ નહી પણ ગુજરાતી ભાષા વાંચી શકતી પ્રજાની સેવા બજાવી છે. અમે ઇચ્છીશું કે તેઓ એ પછી બીજા પ્રગટ કરવા ધારેલા પુસ્તકો પ્રગટ કરી ગુજરાતી સાહીત્યના ઇતીહાસના વીભાગમાં અગત્યના પુસ્તકોનો ઉમેરો કરે.

# પ્રસ્તાવના.

આ લઘુ પુસ્તક ઉર્દૂ પરથી ગુજરાતી ભાષામાં પ્રગટ કરવાની લાંબા વખતથી અમારી ખાહેશ હતી તે પૂરી થઇ તે માટે ખુદાનો આભાર માનીએ છીએ. આ પુસ્તક ગુજરાતી ભાષામાં પ્રગટ કરવાનો હેતુ એ છે કે ગુજરાત તથા કાઠીયાવાડના મુસલમાનો સંપુર્ણ રીતે ઉર્દૂ સમજી શકતા નથી તેમને માટે આ અમુલ્ય થઇ પડશે એટલુંજ નહિ પણ તેઓ તેમની સ્ત્રીઓને સતમાર્ગે ચલાવી ભવિષ્યની પ્રજામાં કેળવણીનો પ્રચાર થાય એ આશાથી આ લઘુ પુસ્તક ગુજરાતીમાં પ્રગટ કરવાનો મુખ્ય હેતુ છે.

ઉર્દૂ ભાષામાં સેંકડો જાતના નોવેલો આજકાલ પ્રગટ થાય છે તેમાંથી સર્વોત્તમ આના જેવું કોઇ નથી. આ નોવેલ એવું રસીક છે કે જો એક વખત હાથમાં લીધું હોય તો ફરી મુકવાનું મન થતું નથી. એટલુંજ નહિ પણ એ સ્ત્રીઓને કેટલું ઉપયોગી છે તે વાંચવાથી, તરત જણાઈ આવશે અને પુસ્તક પોતાની મેળે બોલી ઉઠશે.

આજકાલ ગુજરાતી ભાષામાં જે નોવેલો પ્રગટ થાય છે તેમાંથી ઘણે ભાગે લવ મેટર ઉપર રચાયલા હોય છે. માટે એવા નોવેલો વાંચવાથી કેટલો ગેરફાયદો થાય છે તે દરેક સમજુ માણસ સહેલાઇથી પોતાની જાતને ઇનસાફ આપી શકશે. કારણ કે લવ મેટરની જાળમાં પડવાથી નૈતિક તેમજ આર્થિક ઉદ્દેશને ઘણું નુકસાન પહોંચે છે. આજકાલના ડ્રામાથી બીનઅનુભવી યુવકો કુમાર્ગે સહેલાઇથી દોરાઈ ( પુરૂષ કે સ્ત્રી ) જાય છે, તેવીજ રીતે લવ મેટરના પુસ્તકો વાંચવાથી કેવાં માઠા પરિણામ આવે છે. તે વાંચકની દૃષ્ટિથી દૂર નહિ હોય, માટે આવી જાતના નોવેલોને બનતી કોશીશે દૂર રાખી તેની જગોએ આવી જાતના નોવેલો લે તો પ્રજાની ઉન્નતિમાં કેટલો સુધારો થશે તે દરેક ન્યાયી માણસ કહી શકશે. અમે આ પુસ્તકના અસલ ગ્રંથકર્તાને ઘણી ઉત્કંઠાથી શાબાશી આપીએ છીએ કે તેમણે આ નોવેલમાં લવ મેટરને જરા પણ મચક નહિ આપતાં એવો તો સરસ પ્લોટ ગોઠવ્યો છે કે વાંચક ઘણી સલાઇથી તેનો ન્યાય કરી શકશે.

કર્તાએ અવશ્ય કરીને આ નોવેલના પ્લોટમાં સમજાવવાની એવી કોશીશ કરી છે કે આ દેશના લોકો પોતાના બચ્ચાંઓને કેળવણી આપવા તરફ પોતાનું ધ્યાન દોરે. કર્તાએ એમ સાબીત કરી આપ્યું છે કે ખરી માતાઓના ખંતથી બાળકો માટે કેલવણી એ મુખ્ય ચીજ છે. માતાઓની બેદરકારીના માઠા પરિણામોથી બાળકો કેવી રીતે પુખ્ત ઉમરમાં કુમાર્ગે જઈ ભવિષ્યની પ્રજાને અસર કરે છે તેનો આબેહુબ ચિતાર આ લઘુ પુસ્તકમાં ચિતરવામાં આવ્યો છે તથા સારી વર્તનવાળી માતાઓ પોતાના બાળકોને સતમાર્ગે દોરવે છે તેથી તેમને આગળ જતાં કેવા કેવા ફાયદાઓ થાય છે તેનો પણ-ટૂંક ચિતાર ચિત્ર્યો છે. કારણ કે દેશની ઉન્નતિનો પાયો સારી કેળવણીજ છે જેથી તેમની નૈતિક તમજ ધાર્મીક સ્થિતિ કેટલેક અંશે સુધરે.

જે માતાઓ આ પુસ્તક વાંચશે તેમને પોતાના બાળકો તરફથી ખરી ફરજોનું પહેલું રહસ્ય સમજાશે એટલુંજ નહિ પણ સદ્‌ગુણી નસીમાનું અનુકરણ લેવાનું દિલ થશે. જો કોઇ પણ સ્ત્રી નસીમાની માફક દૃઢ મન રાખી પોતાનો હેતુ પાર પાડવાની કોશીશ કરશે તો પોતાના કુટુંબ તેમજ લાગતાવળગતાઓને એક નમુનેદાર કરી શકશે.

આ પુસ્તક છપાઈ બહાર પડયા પહેલાં મે. રા. રા. છગનલાલ હરીલાલ પંડયા બી. એ. જુનાગઢ સંસ્થાનના ચીફ એજ્યુકેશનલ ઓફીસર સાહેબે વાંચી ઘટતો સુધારો કરી અમારા આ પુસ્તકમાં પોતાનો અમુલ્ય સમય રોકી અમને ઉપકૃત કર્યા છે જે ખાતે આ સ્થળે તે આભાર પ્રદર્શિત કરીએ છીએ. તેમજ બાટવાના શેઠ આદમ ગનીનો પણ આ પ્રસંગે આભાર માનવામાં આવે છે.

છેવટે અમારો આ પ્રયત્ન અમારી ખાહેશપ્રમાણે ગુજરાતીના વાંચકોને ફળીભૂત થાય જેથી તેનો ઉદ્દેશ લોકોનાં મનમાં ઠસી અજ્ઞાનતાનું મૂળ દરેક વર્ગમાંથી દૂર થઇ શકશે એમ અમે ખરા અંતઃકરણપૂર્વક માનીએ છીએ.

જુનાગઢ. } એમ. એસ. કાઝી.
જી. એ. શેખ.
તા. ૧--૧--૧૯ } પ્રગટ કર્તા.

# સદરહુ પુસ્તક મ ઃ અભિપ્રાયો.

“ સદ્ગુણી નસીમા ” એ નામનું ઉર્દુ ઉપરથી ભાષાન્તર રૂપે રચાયેલું પુસ્તક છપાતાં પહેલાં મ્હારા વાંચવામાં આવેલું છે. તે જોઈ જતાં મને ઘણો આનંદ થયો છે. અબળા પણ સત માર્ગે ચાલવાથી તથા સદ્ગુણ સંપાદન કરવાથી કેવી સબળા બને છે અને પોતાના કુટુંબીઓનેજ નહિ પણ આખી સમાજને સુધારવા માટે કેવા પ્રયત્નો કરી શકે છે. તેનો આ દાખલો સર્વ સ્ત્રીઓએ મનન કરવા યોગ્ય છે. ઘર સંસાર કરકસરથી, નીતિથી, ભકિતથી, અને પૂર્ણ પ્રેમથી કેમ ચલાવવો તેનો આ પુસ્તક ઉપરથી ઉત્તમ રીતે મળી શકે છે. તેની સાથે અભણ સ્ત્રીઓ પોતાનું તથા પોતાનાં સગાં વહાલાનું કેવું અનિષ્ટ કરે છે અને નિર્દોષ બાળકોનાં પ્રાણ પણ ઇર્ષ્યા આદિ દુર્ગુણોથી કેવા હરી લે છે તેનો આબેહુબ ચિતાર આ રસિક પુસ્તકમાં આપેલો છે. મને આશા છે કે મૂળ ગ્રંથ જેવો લોકપ્રિય થઈ પડેલો જણાવવામાં આવે છે, તેવુંજ એ તેનું ભાષાન્તર પણ હૃદયગ્રાહી નીવડશે. ભાષાન્તર કર્તાઓને તેમના શ્રમ માટે ધન્યવાદ ઘટે છે. તા. ૮–૫–૧૯

છગનલાલ હરીલાલ પંડયા બી. એ.
ચીફ એજયુકેશનલ ઓફીસર.
જુનાગઢ સ્ટેટ.

---

Through the courtesy of the translators, I had an opportunity of reading “સદ્ગુણી નસીમા” in manuscript. It is a story with an obvious moral, and is sure to interest and benefit the class of readers for whom it is meant. Junagad. 8–12–19.

*Rebecca Reuben* B. A.

# સદ્‌ગુણી નસીમા.

## પ્રકરણ ૧ લું.

તે બાપડી ફોઇનું ખુદા ભલું કરે-જેણે રોઝા, નમાજ વગેરે ધર્મની સર્વ બાબતો ઉપરાન્ત દુનિયાની સઘળી ચડતી પડતી અને દમ્પતી ધર્મનાં ખરેખરાં રહસ્યો ઘણી સારી રીતે પોતાની ભત્રીજી નસીમાને સમજાવી દીધાં હતાં; નહિતો બીસઈદ જેવી સાસુના હાથ હેઠળ નસીમાની એવી તો ફજેતી થાત કે કદાચ તેની જિંદગી જોખમમાં આવી પડત. સાસરીઆમાં પગ મૂકતાંજ નસીમાનું પહેલું કામ એ હતું કે પોતાના પતિના વર્તન અને સ્વભાવથી બનતી ઉતાવળે જાણીતી થઈ જાય. અને તે શોધખોળમાં નસીમાનો ઘણો વખત ગયો નહિ; પરંતુ જાણીતા થયા પછી સૌથી મોટી અને પહેલી અડચણ એ આવી કે, કેટલીક બાબતોમાં પતિના અને પોતાના સ્વભાવ વચ્ચે આકાશ પાતાળ જેટલો તફાવત માલૂમ પડ્યો. તે તફાવત દૂર કરવા તે રાત દિવસ સતત પ્રયાસમાં ગુંથાયલી રહેતી-તે ઉપરાન્ત પોતાના પતિના ખરા સ્નેહ માટે મથતી-પતિની બની જવા બનતું કરતી; કારણ કે તે જાણતી હતી કે, સાધારણ ઘરોમાં પતિ પત્ની વચ્ચે વખતો વખત ઝઘડાઓ રાત દિવસ થયા કરે છે. તેનું મુખ્ય કારણ જો તપાસવામાં આવે તો માત્ર પતિ પત્નીના વિચારની વિરૂદ્ધતાજ હોય છે. તેવી વિરૂદ્ધતા તદ્દન નાબુદ કેમ જલદીથી થઈ જાય તે માટે કોશીષ કરતી હતી. દાખલા તરીકે પતિને લાલ રંગપર અભાવ હોય અને અજાણ પત્નીને તે રંગપર ભાવ હોવાથી તેનો ઉપયોગ વધારે કરે તો તે બાબાક પતિને ઝેર જેવા લાગશે; અને

પોતાના મનમાં નાખુશ રહેશે અથવા બીજી રીતે જોઈએ તો કોઈ સ્ત્રી એવી હોય છે જે દરેક વખતે પોતાના કોઈ સગાનાં વખાણજ કર્યાં કરે છે; અને તે વાત ભરથારને પસંદ ન આવે; પણ સ્ત્રીને ખરાબ ન લાગે એ હેતુથી તેની આગળ કાંઇપણ કહેતો નથી. પરિણામ એ આવશે કે આ વાત છેક અભાવની હદ સુધી પહોંચી જશે, અને આ, પતિના અંતઃકરણમાં નાખુશીનું માત્ર નાનું બીજ રોપાઈ જતાં અમુક મુદ્દતે કડવાં ફળ આપનારૂં વિશાળ વૃક્ષ થઇ પડશે—અથવા આ વિષવેલ વૃદ્ધિ પામતાં મોટું ભયંકર રૂપ ધારણ કરશે. તેથી સ્ત્રીઓનું પહેલું કર્ત્તવ્ય એ હોવું જોઈએ કે તેઓ પોતાના પતિના વિચારને અનુસરતી થઇ જાય, અથવા તો પોતાના પતિને પોતાના વિચારને મળતો બનાવે અને કોઈ પણ ઉપાયે વિચારની વિરૂદ્ધતાનો છેડો લાવી સમહૃદયી બની રહે.—નસીમાનો પણ મુખ્ય બીજરૂપ એજ વિચાર હતો—જેના ઉપર નસીમાની જિંદગીનો આધાર હતો. પણ એ વિચારોની વિરૂદ્ધતા ઉપરાન્ત એક મોટું અઘરૂં કામ એ હતું કે કેટલીક વાતોમાં બંનેના વર્ત્તનમાં આકાશ પાતાળ જેટલો તફાવત હતો. નસીમા નમાજની એવી તો ચૂસ્ત હતી કે વખત મળે તો તહજ્જુદ અને ઇશરાકની નમાજ પણ ન જવા દે. કસીમ નમાજના નામથી એવો કંટાળતો હતો કે પોતાનું ચાલે તો ઈદ, બકરીઇદની નમાજ પણ તદ્દન છોડી દે. આમાં તો અલબત નસીમાને કંઇ વિચારવું પડયું. એ સિવાય ઘણી નાની નાની વાતો એવી હતી કે પતિની પસંદગી માટે તેણીએ પોતાનો સ્વાર્થ મૂકી દીધો અને પતિને કંઇ બોલવાનો વખત આવવા દીધો નહિ. નસીમાને નાનપણથી રંગીન લુગડાં ઉપર ભાવ હતો. પણ તેણીએ જાણી લીધું કે કસીમને તેના ઉપર અભાવ હતો તેથી તરતજ તેણે સાદાં વસ્ત્રો પહેરવાં શરૂ કર્યાં; તેથી બીજી બાજુથી તેના ઉપર ફિટકારનો વરસાદ વરસવા લાગ્યો. કેટલીક સ્ત્રીઓએ એ પણ કહી આપ્યું કે, આવાં ધોળાં વસ્ત્રો પહેરતાં તમને વહેમ પણ આવતો નથી !! વળી કસીમને ઘરેણાં પણ પસંદ નહોતાં. જેથી પતિનું દિલ રાખનારી નસીમાએ પહે-

રામણીના દાગીના-ઘરેણાંઓને ત્રીજે દિવસથી પેટીને સોંપી દીધાં અને ફરીથી પહેરવાનું નામ પણ લીધું નહિ. જેથી પતિ પ્રસન્ન કરવાનું કામ સહેલું થઈ પડયું. પણ ધાર્મિક બાબતમાં જ્યારે તેણીએ પોતાના પતિને બારીકીથી તપાસ્યો ત્યારે તેને જણાયું કે તે ખુદાથી હજારો ગાઉ દૂર હતો. જો કે તે ખુદાથી વિમુખ હતો તોપણ તે અધર્મી હોવાને લાયક તો નહોતોજ. નસીમા પોતાના પતિને ખુદા દેખાડી આપવાને સત્તા ધરાવતી નહોતી, પરંતુ ખુદાને રસ્તે વાળવાનો તે રાત દિવસ વિચાર કર્યા કરતી; પણ હજી સુધી કંઇ કરી શકી નહોતી. એકવાર એવું બન્યું કે તેના પતિયે પોતાની પત્નીની સલાહ લેવાનો ઇરાદો કર્યો. પણ તેણે જોયું કે તે નમાજ પડે છે તેથી તે ચૂપાચૂપ પાછો ચાલ્યો ગયો. નસીમા આ રોષભરી ખામોશી જાણી ગઈ. અને તેને વધારે ફીકર થઇ પડી. જેથી પોતાની મનોભાવનાને કાબુમાં રાખી શકી નહિ, એવું ધારીને કે આ રોષભરી ખામોશી એક દિવસ કંઇ નવું જૂનું કરશે. અને જો એનો ઉપાય કરવામાં નહિ આવે તો ખુદા જાણે-કંઇ અણધાર્યું પરિણામ આવી લાગશે! તે પહેલાંથીજ ફીકરમાં તો હતી, પણ હિંમત ધરતી નહોતી કે આ વાત ઉપર પતિ સાથે ચર્ચા કરે. એક દિવસ બપોરે કોઇ વાતની સાબિતી કરવા માટે કસીમે વાતચીત દરમ્યાન પત્નીની રૂબરૂ ખુદાના સમ ખાધા. ખરી રીતે પૂછો તો એથી સારો લાગ કયો બીજો નસીમાને મળવાનો હતો. ખુદાનું નામ પતિની જીભથી સાંભળતાંજ નસીમાના કાન ચમક્યા! કઠણ દિલ કરીને હિંમતથી તેણીએ પૂછયું:—

"તમે તમારી વાતની સાબિતી માટે એવું નામ લીધું કે મને ખાત્રી થઈ ગઈ. પણ શું તમે એ નામને એવા સંજોગો સિવાય બીજી વખત પણ યાદ કરોછો?"

કસીમ—"હું મુસલમાન છું. મુસલમાન બાપના ખોળામાં મોટો થયો. મુસલમાન માતાના દૂધથી ઉછર્યો. મુસલમાન ઘરમાં

ભરણ પોષણ થયું. મુસલમાનોમાં રહ્યો તો પછી હું ખુદાને કેમ ન ઓળખું? શું તમે મને મુસલમાન સમજતાં નથી ?"

નસીમા—"તોબા! તોબા! હું આવી જાતનું કલંક કેવી રીતે લગાડી શકું! પણ મારા સવાલનો જવાબ આપો. મશ્કરીમાં ઉડાવી ન દ્યો. ઘણી મુશ્કેલીએ મારા હાથમાં આવ્યા છો. ખુદાને માનવો કે ન માનવો તેની વાત આ ઠેકાણે નથી. સવાલ એ ઉત્પન્ન થાય છે કે આવા સંજોગો સિવાય કોઈ બીજી વખત પણ તેને યાદ કરો છો ?"

કસીમ—"જરૂર કરૂં છું."

નસીમા—"ક્યારે? કયે વખતે? કેવી રીતે ?"

કસીમ—"રાત્રે! સુવા વખતે! મારા મનમાં!"

નસીમા—"કેવી રીતે યાદ કરો છો તેનો જવાબ મળ્યો નથી!"

કસીમ—(હસીને) "મુલ્લાંનીજી! તમે તો મારો જીવ લ્યો છો! ક્યારનો તો કહ્યા કરૂં છું કે, મારા પોતાના મનમાં એની મોટાઈ અને વડાઈ કબૂલ કરૂં છું."

નસીમા—"હા, એમ કહો. તમે એની મોટાઈ કબૂલ કરો છો તો પછી તેના હુકમોનો અમલ શા વાસ્તે કરતા નથી ?"

કસીમ—"દુનિયાનાં કામોની અગવડતા અને તેની સંપૂર્ણતાને લીધે લાચાર છું. કચેરીમાં નમાજ પડી શકતો નથી: ડીસ્ટ્રીકટમાં રોજા રાખી શકતો નથી: હજ ફરજ નથી: જકાત તો તમે આપોછોજ!"

નસીમા—"કચેરીની લાચારી જો કે ખરેખર કહો તો લાચારી નથી, તોપણ કહાય માની લો. પણ સવાર સાંજ અને રાતની નમાજ તો ઘેર પડી શકાય. એ સિવાય તમે એટલા દિવસથી અહિં રજા પર છો: તેમ અહિં કંઈ જરૂરી ચીજો પૂરી કરવાની છે ?"

કસીમ—"તમે તો એકજ વાત પકડી બેઠાં છો—તમારી

શી મતલબ છે ? શું ઇચ્છો છો ? ઠીક ? ત્યારે હું કાલથી નમાજ પડીશ. "

નસીમા—" નહિ, એવી નમાજની જરૂર નથી. હું તમારા થી વિગતવાર વાદવિવાદ કરવા ચાહુંછું. મને પણ એવી યુક્તિ દેખાડી આપો કે હું પણ આથી મુક્ત થઇ જાઉં. "

કસીમ—" વાહ ! ઠીક કહ્યું ! ફરજ છે તો હું કેવી રીતે મુક્ત કરાવી શકું ? "

નસીમા—" વાહ ! વાહ ! મારે માટે ફરજ છે અને તમારે માટે લાચારી ? "

પતિ પત્ની બંને આ વાત પર ઘણીવાર સુધી ચર્ચા કરતાં રહ્યાં, થોડીવાર માટે વાતચીત બંધ પડી. કસીમ સમજ્યો કે વાતનો અંત આવ્યો પણ નસીમા વાત પડતી મૂકે તેવી નહોતી. તેણીએ કહ્યું:—

" હું સારી રીતે જાણુંછું કે, તમે ખુદાને મારા કરતાં વધારે ઓળખો છો, અને જે કાંઇ કહેવાનું છે તે કદાચ મને કહેવાનો હક નથી. પણ આથી કોઇ ઇન્કાર કરી શકતો નથી કે, ખાલી મોઢેથી વાતો કરવી અને વર્ત્તનમાં લાવી વર્ત્તવું એ બે બાબતોમાં આકાશ પાતાળ જેટલો તફાવત છે. બહુ તો મોઢાની માન્યતામાં ખુદાની મોટાઇનો વિચાર માત્ર રાત્રે આવે છે ત્યારે વર્ત્તનમાં તે વાત લાવવાથી તેનો ડર દરેક વખતે રહે છે. અને એજ ઉત્તમ વર્ત્તનો આ સઘળા પાયા વગરના વિચારો જે મનમાં ઉત્પન્ન થશે તેને જડમૂળથી ઉખેડી નાખશે. આ દુનિયામાં ધર્મજ એવી ચીજ છે કે, માણસોને ખરાબ કામોથી અટકાવી બચાવે. અને ખુદાના અસ્તિત્વની સંપૂર્ણ માન્યતા એ એવો ઉપાય છે કે, જુઠ, બદ્દી બાજી, પ્રપંચ, દગા ફટકો, ઇત્યાદિ બીમારીઓને અટકાવવા અસરકારક થઇ પડે. તમે દિવસમાં બે વખત નહાઓ છો. વજુ માટે હમેશાં લુગડાં કાઢી નાખવાની જરૂર રહેતી નથી કે, કોલર,ટાઇ, કફ ઇત્યાદિ ખરાબ થઇ જાય ન્યુસપેપરો જુઓછો. પુસ્તકો વાંચો

છો, ટેનીસ રમો છો. જો થોડીવાર માટે ખુદા તરફ રજુ થઈ-જાઓ તો શું ખરાબી છે? ધારો કે એ વિચાર ખોટો છે જે ખરે-ખરી રીતે ઠીક છે કે જન્નત (સ્વર્ગ) અને દોજખ (નર્ક) ઈત્યાદિ કાંઇ નથી. તો પછી હમારૂં શું ગયું? દુનિયામાં ઘણી ખરાબી-ઓથી હરેક રીતે બચી જઇએ અને આ વિચાર ઠીક હોય અને ખરેખરી રીતે ઠીક છે તો પછી કહો કે તે વખત શું થશે! રાત દિવસ ઘણાંખરાં પુસ્તકો વાંચો છો. કોઈ વખત આ સાચી કિતાબ-(કુરાન શરીફ)ને પણ ધ્યાનથી જુઓ. હું એ માટે કહેતી નથી કે ફકત માન્યતાથી બલ્કે વિવેકથી સાચું કહું છું. એવી મજા આવશે કે સઘળી મુસીબતો ભૂલી જશો." પતિ પત્ની આ વખતે આરામ ખુરશીપર સૂતાં હતાં. એટલું કહીને નસીમા ચમકી:અને કહેવા લાગી—"ધ્યાનથી સાંભળો." એમ કહી તુરતજ ખુદાની બંદીએ કુરાન શરીફના બે રૂકુઅ પડ્યા તો કસીમ ગળગળો થઈ ગયો અને તેનું હૃદય ભરાઇ આવ્યું.

નસીમા જેવી પવિત્ર પ્રમદાના સુંદર મુખના મધુર અવાજ! કલામુલ્લાહ જેવી પવિત્ર કિતાબ! અસરકારક ઉત્તમ પડાઇ! એકેક શબ્દ! કસીમના હૃદયમાં તીરની પેઠે ચોંટતા ગયા અને ખરેખર તે ઘાયલ થયો. પોતાનાં કૃત્યોને યાદ કરી એવો તો રડ્યો કે હેડકી ચડી ગઇ! નસીમાના પઢી રહ્યા પછી એકદમ તે ઉભો થયો, ને તેના હાથ ચુમતો બોલ્યો કે "હું આજથી તમારો શિષ્ય બન્યો છું! હવે હરગીઝ ખુદાના હુકમથી નમાજ જવા દઈશ નહિ!"

નસીમાએ પોતાના પતિનો હાથ મસ્તકે ચઢાવ્યો અને બોલી "શું કહો છો? હું તો તમારી દાસી છું. ખુદા આપણા વિચા-રોમાં ઉત્તમતા અને વચનોમાં સત્યતા આપે!"

# પ્રકરણ ૨ જું.

સાસુ વહુના અસહ્ય સંબંધો એકલી નસીમાની સાથે નહિ પણ આખી દુનિયામાં અસહ્ય અને આફતરૂપ હોય ?–નસીમની મા જો કે ભણેલી ગણેલી હતી, તેમજ અનેક પવિત્ર પુરૂષો અને વિદ્વાનોના સમાગમમાં આવી હતી છતાં તે પણ દ્વેષાગ્નિથી મુક્ત રહી શકી નહોતી. દીકરાને જોયો તો માલૂમ પડયું કે તે દરેક પળે વહુનો થતો જાય છે. અને વહુને જોઈ તો તેણીએ કૃત્રિમ ખુશી જાહેર ન કરવા કાબુ તો ધરાવ્યો, પણ તે એક ઓરત હતી તેથી તે સહન કરી શકી નહિ. એક વખત એવો હતો કે મિઠાઈના ટોપલા, શાક ભાજીની ટોપલીઓ વગેરે દરેક ચીજ માના કહેવા પ્રમાણે રખાતા: હમણાં એવો વખત આવ્યો કે. જે કાંઇ ધણી ધણીઆણી પોતાને હાથે આપે તેજ લેવું પડતું. ટુંકામાં કહીએ તો ઘર સત્તામાં ફેર પડયો–માન ઘટી ગયું. વહુને લાવવાની ખુશી તો એક બાજુએ રહી: પણ કિલ્લું બંને વચ્ચે વેર બંધાયું. આ બધું જોતાં આગના ભડકા જેવું લાગ્યું, પણ સમજુ ઓરત, કાળચક્ર જોનારી. હજારો સાસુઓ અને હજારો વહુઓનો અનુભવ જોનારી આ સઘળું જોઇ ચૂપ રહેતી અને કાંઇ પણ બોલતી નહિ.

જોકે નસીમા, અનુભવ વગરની, કોમળ વયની અમુક અંશે ભોળી ભાલી હતી. તોપણ તે છેક દૂધ પીતી બાળકી નહોતી,તેમ છેક લુચ્ચી લફંગી નહોતી. સાસુના ચહેરો તેણીએ તરત ઓળખી કાઢયો. એવો વખત પણ હતો કે બધો વખત નાણંદોનું મોઢું ભાભીજી ભાભીજી કહેતાં સુકાઇ જતું. દીયરો રાતદિવસ ભાભીજીના ખોળામાં પડી રહેતા હતા. હમણાં એવો વખત આવ્યો કે સાત સાત આઠ આઠ કલાકો સુધી નસીમા એકલી પોતાના ઓરડામાં ચૂપચાપ બેસી રહે છે અને કોઇપણ આવીને ડોકીયાં સુધાં પણ કરતું નથી. પહેલાં સાસુની એટલી મહેરબાની અને હેત

હતાં કે, વહુનું જરા માથું દુઃખતું અથવા તો બીમારીની જરા ખબર સાંભળતી તો બબે વખત મામીને ખબર અંતર પૂછવા મોકલતી. અને રાતના દશ વાગે પોતે પણ ડોળીમાં બેસી જોવા આવતી. પણ ઉપરના કારણને લઈ થોડા વખતમાં સાસુની જે તેણી ઉપર મહેરબાની અને વહાલ હતાં તેનો અંત આવ્યો. તેણીના ખબરઅંતર પૂછવા એ મહા પાપ માનવા લાગી–દરદીને જોવા જવું તે હરામ સમજવા લાગી. તોપણ નસીમા પોતાના તરફથી વહુ તરીકેની ફરજોને વળગી રહી. જે રીતભાત પહેલે દિવસથી તેણીએ રાખી હતી તેમાં કશો ફેર આવવા દીધો નહિ. સવારના પહોરમાં ઉઠતી, પાણી ગરમ કરતી, નમાજ પઢી કુરાન શરીફ પઢયા પછી ફુરસદ મેળવી સાસુને સલામ કરવા હાજર રહેતી. બપોરે જ્યારે પોતાનો પતિ કચેરીએ પધારે ત્યારપછી સીવવા પરોવવાનું કામ લઈ સાસુની પાસે આવી બેસતી. દીયરોનાં કુડતાં સીવતી, નણદોને નહવડાવતી. ટુંકામાં એક સુખી-ચારી વહુનાં જે કામો છે તે બરાબર કરતી. અને સારી કન્યાઓથી જે આશા રખાય છે તે સઘળી નસીમા પૂરી કરતી. પણ આ આંટીનો શો ઉપાય કે વહુ પોતાના માથાથી કુવો ખોદે તોપણ સાસુની નજરમાં ન આવે ?

છ મહિના એવીજ રીતે વીતી ગયા અને કસીમની રજા પૂરી થવા આવી. જો કે ત્યાંથી પલવલ કંઈ વધારે દૂર નહોતું. દોઢ કે પોણા બે કલાકનો રસ્તો હતો. પણ કસીમનું ચાલે તો તે એક ક્ષણવાર પણ વહુને પોતાની નજરથી દૂર રાખે નહિ; તેનો વિચાર હતો કે માતાજી પોતે કદાચ એ બાબતનો કાંઈ બંદોબસ્ત કરે. પણ જ્યારે તેણે જોયું કે બંને કાનમાં પુંમડાં નાખી તે બેસી રહી છે; અને હવે પલવલ જવાને માત્ર બે દિવસજ બાકી રહ્યા છે ત્યારે લાચાર થઇ પોતેજ વહુને કહ્યું કે જો વ્યાજબી જણાય તો તમે પણ પલવલની સહેલ કરી લો.

નસીમા— મારે આવવાને કંઈ અડચણ જેવું નથી. પણ

માતાજીને પહેલાં આપ પૂછી લો, કે તેઓ પણ સાથે આવે તો ઘણું સારૂં."

કસીમ—"મને લાગતું નથી કે તેઓ આવે. જો તમને વ્યાજબી લાગે તો તમે પોતે વાત કાઢો."

નસીમા—"વાત કાઢવાથી હાલ કામ ચાલે તેમ નથી. પહેલીવારનું ચાલવું એ તેમની રજા વગર ઠીક ગણાય નહિ. માટે એ કામ તમેજ પૂરૂં કરી લો તો વધારે સારૂં."

નસીમા સાસરે આવતાં પહેલાં આ વિચાર પોતાની સાથે લાવી હતી કે ધણીની મરજી એ જીવતરનો મુખ્ય ઉદ્દેશ છે. તોપણ સાસુની ખુશી એ કાંઈ ગુન્હો નથી. નાનાઓ ઉપર મહેરબાની કોઈ આફત નથી અને મોટાનો વિવેક કરવા તેમાં કાંઈ પાપ નથી. આ કારણથી જ્યારે જ્યારે તેણી ધણીના સંબંધી વિચારો શોધવામાં ગુંથાયલી રહેતી ત્યારે ત્યારે સાસુ, નણંદો વગેરેને પણ ખુશ રાખવાં એ પણ તેણીએ પોતાનો મુદ્રાલેખ માનેલો હતો.-પતિની રીતભાતથી તો નસીમા પંદર દિવસમાંજ સારી રીતે માહિતગાર થઈ ગઇ. પરંતુ સાસુ, નણંદોને હાથમાં લેવાં એ કામ કાંઈ ખાવાનું નહોતું, અને તેથીજ છ માસ સતત મહેનત કર્યા છતાં નસીમા તેમાં ફતેહમંદ થઈ શકી નહિ અને થઇ શકે તે પણ દીસતું નહોતું. નસીમાનો એવો કોઈ પ્રયાસ નહોતો કે જે તેણીએ કર્યો ન હોય, એવી કોઈ સેવા નહોતી કે જે તેણીએ મૂકી દીધી હોય! એવી કોઇ જાતની તાબેદારી નહોતી કે જેનાથી તેણીએ મોઢું ફેરવ્યું હોય? દીયરોને રોટલી રાંધી આપતી, નણંદોનાં લુગડાં સીવી દેતી, દાસીઓનાં મહેણાં સાંભળતી, સાસુની આગળ આંખો પાથરી આપતી, નિરોગીઓનાં માથાં ગુંથતી, થાકેલીઓના પગ દાબતી, દરદીઓને દવા વાટી આપતી. મતલબ કે પોતાના તરફથી કોઇ કામમાં કચાશ રાખતી નહોતી. પરંતુ દામ્પત્ય પ્રેમનો અંશ જે આ સઘળી ખરાબીઓનું

મૂળ હતું તે ન તો ઓછો થઈ શકતો હતો અને તેને પરિણામે ક્રોધ પણ ઓછો થઈ શકતો નહોતો.

નસીમાની વાતચીત સાંભળી કસીમને પણ એજ વ્યાજબી લાગ્યું કે, તે પોતેજ આ વાતનો મા પાસેથીજ ફેસલો કરી લે. સાધારણ રીતે તો તે ઘણું કરીને માની પાસે વખતે જતો અને બેસતો. પણ આ અગત્યનું કામ આવતાંજ તે પોતાના મનમાં એવો તો બીન્યો કે ઘણી વખત મા પાસે જવાનો ઈરાદો કર્યો પણ એ બાબતમાં જીભ ઉપડી નહિ. આખરે ચાલવાના એક દિવસ પહેલાં દિલ સખ્ત કરી આંખો નમાવી તેણે માને આ પ્રમાણે કહ્યું:—

"માતાજી! મારી રજા કાલે પૂરી થાય છે. ત્યાં મને ખાવા પીવામાં ઘણી અગવડ આવે છે. નાલાયક નોકર એવા અપ્રમાણિક છે કે એકને ઠેકાણે ચાર ખરચીને પણ ખુશી કરતો નથી. તો જો થોડા દિવસને માટે આપ પોતે આવો તો બહુ ઠીક થાય."

મા—"વ્હાલા દીકરા! મને લઇ જવી હતી તો તું અત્યાર સુધી ક્યારનોએ લઈ ગયો હોત: પણ જે વાત હોય તે ચોકખે ચોકખી કહી નાખો. હું વહુને તમારી સાથે જવાની મના કરવા વાળી કોણ? જાઓ, ભલે તેડી જાઓ. પરંતુ ધ્યાનમાં રાખજો કે વહુઓને એટલી છૂટ આપવી એ ઠીક ગણાય નહિ."

માનો જવાબ ધાર્યો કરતાં જુદો કે કેવળ નિરાળો નહોતો કે કસીમને નવાઈ કે ગભરાટ ઉત્પન્ન થાય. લગ્નના થોડાજ દિવસ પછી તે એવી વાતોથી ટેવાઇ ગયો હતો. તેથી આ જવાબ સાંભળીને તે ચૂપ થઈ ગયો, અને વહુને કહ્યું કે તમે પોતે હાલ સામાન બાંધી રાખો.

હમણાં નસીમા જવાની બાબતમાં કાંઇ ફેસલો કરી ચૂકી નહોતી પણ તેણે વિચાર્યું કે, કદાચ જવું પડશે. સવાર થતાંજ તેણીએ સાસુને ખબર આપી ધણીને કહી પીયેર મળવા ગઇ એટલા માટે કે બધાંથી હળી મળી લે. ડેલીએ પહોંચતાંજ તેની

ફોઇએ તેને કહ્યું,–"દીકરી, તમારી ઉસ્તાની પરમ દિવસથી સખ્ત બીમાર છે. દશેરાનો દિવસ હોવાથી ડોળી બીજીવાર મળશે નહિ માટે આજ ડોળીમાં બેસી સૌથી પહેલાં તેમને મળી આવો."



## પ્રકરણ ૩ જું.

ઉસ્તાની (શિક્ષિકા)ના મંદવાડની ખબર સાંભળતાંજ નસીમા બેચેન થઇ ગઇ. જુએ છે તો ઉસ્તાની ટાઢથી થરથર ધ્રુજતી હતી અને એકલી, એક ફાટેલી ગોદડીમાં લપટાઇને પડેલી હતી, સખત શિયાળો હતો, ઝાકળ ઘણું પડતી હતી, અને ઉસ્તાની સખ્ત તાવને લીધે બેશુદ્ધ પડેલી હતી. તેમની ગરીબ હાલત તો નસીમા પ્રથમથીજ જાણતી હતી: પરંતુ તેને એટલી ખબર નહોતી કે તે આવી વિપત્તિમાં આવી પડી હશે !

નસીમા ગમે તેવી સખ્ત સાસુની વહુ હતી તોપણ તેનું હૃદય એવું કોમળ હતું કે તેમાં લાગણીનો દરિયો નિરંતર ઉછાળા મારતો હતો. ઉસ્તાનીને તાવ અને ટાઢથી ધ્રુજ વધતી ચાલી અને દુશ્મનને જોઇ જેમ કંપારી છૂટે તેમ થરથર ધ્રુજતી હતી. તેને જોઈ તે તરત ચમકી ઉઠી. તેની પહેરામણીની કીમતી રજાઇ સાથે હતી તે ઓઢાડી ચારે બાજુથી દબાવી દઇ પોતે જોડે બેઠી. ટાઢ ઓછી થતાંજ ઉસ્તાનીએ આંખો ઉઘાડી. જુએ છે તો નસીમા આંખોમાંથી અશ્રુનો વરસાદ વરસાવતી પગ દાબતી બેઠી છે. બેચેનીમાં પડયાં પડયાં નસીમાને પોતાના હૃદય સાથે તે ભેટી અને આશિર્વાદ આપીને કહ્યું:—

"વ્હાલી નસીમા ! આ રજાઈ મને કેમ ઓઢાડી !"

નસીમા—"આ રજાઇની શી વિસાત ! જો મારૂં ચામડું પણ તમારે કામ આવે તો તેને હું વડાઇ સમજું છું. ડોળી તૈયાર છે તો તમે જરા મારી સાથે દવાખાને પધારો."

નસીમાની સાસુ આ બાપડી ઉસ્તાની સાથે પહેલાંની દુશ્મની ધરાવતી હતી. ઉસ્તાનીને લઈ નસીમા દવાખાને પહોંચી કે પેલી તરફથી તે નાની દીકરીને લઈ ત્યાં આવી પહોંચી. વહુની રજાઈ ઉસ્તાનીને માથે જોઈ તેના મનમાં એકદમ ક્રોધની ઝાલ સળગી ઉઠી. સમજુ હોવા છતાં ક્રોધમાં આવી એવી ઘેલી બની કે દીક-રીને દેખાડવાનું પણ ભૂલી ગઈ, અને ઘેર પાછી ફરી. કસીમ પોતાનો સાથે લઇ જવાનો સામાન તૈયાર કરતો હતો. ગુસ્સે થયેલી મા આવતાંજ દીકરાપર તૂટી પડી.

ગજબ થયો! ગજબ! આવી વહુઓ આપણા દુશ્મનોને દોસ્ત રાખે! ખુદાની માર તેના પર પડે! પેલી દુષ્ટ ઉસ્તાની પહેરામણીની રજાઈ ઓઢી ફરે. તમે આવી ઢીલી દોરી મૂકી તો આજે વહુની રજાઇ ગઈ. કાલે ધણીનું અંગરખું જશે શું? દુનિયામાં એવું સાંભળ્યું છે કે ધણી પરદેશ જાય અને વહુ પોતાની સખીઓ સાથે બાગ બગીચામાં આનંદ કરતી ફરે!

કસીમ કાંઇ જવાબ આપવા તૈયાર થાય તે પહેલાં નસીમા આવી પહોંચી. તે એટલું તો જાણતો હતો કે વહુ ગઈ છે અને રજાઈ ઓઢાડી ખાલી હાથે પાછી આવી છે. માથાપર માત્ર ઓ-ઢણું હતું. જવાને લીધે દિલ તો પહેલાંથીજ નબળું પડી ગયું હતું. તેમાં માના શોરબકોર કરવાથી કસીમનું મન વધારે ખાટું થઇ ગયું. નસીમા સલામ કરી પોતાના ઓરડામાં આવી તો પતિએ પૂછયું:—

"કઈ કઈ જગાએ ફરી આવ્યાં? આટલી કીમતી રજાઈ ઉસ્તાનીને ઓઢાડવાની શી જરૂર હતી? તે તો અમારી પહેલાંની દુશ્મન છે!"

નસીમા—"શું તમારા વગર કોઇ બીજાની સાથે સ્હેલ થઈ શકે? ઉસ્તાની મારી મા કરતાં વધારે છે. તેણીએ મને ભણાવી ગણાવી જાનવરમાંથી મનુષ્યના રૂપમાં આણી; ડહાપણની વાતો શીખવી જીવનના ઉત્તમ રસ્તાઓ બતાવ્યા. મહેનત કરી, મુસી-

બતો વેઠી, ખરા અંતઃકરણથી મગજ ખપાવી, દુનિયામાં લાવી, ઉનાળાના લાંબા દિવસો, શિયાળાની પહાડ જેવી રાતો, મારી કેળવણી માટે નકામી રીતે તેણે ખપાવી. ખુદાએ જિંદગી આપી, તેણે ઇમાન આપ્યું, મા બાપે દુનિયા આપી, તેણે દીન આપ્યું, જે ઉસ્તાની વખતનીમારી આજે મારી રજાઈની મોહતાજ હતી. તેણીએ આ ક્ષણભંગુર દુનિયામાં લાંબી મુદત સુધી આરામ-ચેનના દિવસો જોયેલા છે. તેની મુસીબત ધડો લેવાનો ઉત્તમ નમુનો છે; તે એક સુખી પિતાની પુત્રી, અને એક મોટા જાગી-રદાર માણસની વહુ હતી. જેને ખુદાએ જીવનનાં ચાર ફૂલ આપી છીનવી લીધાં; અને જેની આગળ ચાર ચાર નોકરો હતા, તે હમણાં એક ખંડેરમાં જિંદગી કાઢેછે. શું મારો ધર્મ—ફરજ—એવોજ હતો કે હું પોતાના નિરોગી શરીરનું રક્ષણ રજાઇથી કરતી રહું અને ખુદાનું એક પ્રાણી કે જેણે મારા ઉપર અનેક ઉપકાર કર્યા છે તે તાવમાં મારી નજર આગળ થરથર ધ્રુજતું પડયું રહે? રજાઇ ફોઈને ત્યાં મોજુદ છે પરંતુ તે માટે પાંચ રૂપિયા આપી આવી છું, એટલા માટે કે હું પોતાનાં નરમ, સુવાળાં અને ગરમ બીછા-નામાં પડી રહું ! તેમ તેણીના શરીરપર રજાઈ પડી રહે. ખરે ખર તે તમારી લાગણી ધરાવતી ન હોત તો આપણું લગ્ન કદી પણ થાત નહી અને જિંદગી નકામી થઇ જાત. કારણ કે જ્યારે તમારાં સગાંઓ ( લગ્નબાબત ) વિરૂદ્ધ હતાં ત્યારે તેણીએ તમારી તરફદારી કરી ફોઇને રાજી કરી હતી; માટે જો તમો કહો તો હું તેણીથી મળવું છોડી દઉં. એમાં મારી ના નથી. પણ મારૂં એક એક રૂંવું—રોમાંચ—છેલ્લી ઘડી સુધી એના ઉપકારનો સ્વીકાર કરશે, અને હું પોતે તેની કોઇ બીજી ચાકરીથી કદી ગફલત કરીશ નહિ.

કસીમ—“ કંઈ નહિ મારી ભૂલ થઈ, માફ કરો. હમણાં તમે તમારો સામાન બાંધી રાખો.”

નસીમા—“ ઠીક ત્યારે ! પરંતુ આજે માતુશ્રી નારાજ છે. તો આવી સ્થિતિમાં મારૂં આવવું ગેરવાજબી ગણાશે. માટે તમે

પોતે ખુદાનું નામ લઇ પધારો. બીજી વખતે ખુદાની મરજી હશે તો હું આવીશ."

ખુશીથી કે લાચારીથી કસીમ રાતની ગાડીમાં ગયો અને વહુ સાસુને ખુશ કરવામાં ગુંથાઇ.



## પ્રકરણ ૪ થું



નસીમાની જેઠાણી, જે કલીમની મા હતી તે કસીમની માસીની દીકરી હતી. પરંતુ તે ઓરત શું કોઇ આફત હતી—જેણે સાસુનો શ્વાસ નાકમાં લાવી દીધો હતો. પરણ્યાને માત્ર છ વરસ થયાં હતાં એટલામાં તેણીને ચાર છોકરાં થયાં હતાં. તે કાંઇ હવે બાળક નહોતી. પરંતુ તેણી રોજા, નમાજથી હમેશાં દૂર રહેતી હતી, જ્ઞાન તેના ભાગ્યમાં લખાયું જણાતું નહોતું, મૂર્ખાઓની સરદાર હતી; ગળું બહુ જોરદાર હતું. કજીઆ—કંકાસની તે એક મૂર્તિ હતી: પરંતુ સાસુ તેની તરફદાર હોવાથી આખા ઘરને વાઘની માફક ઘુરકાવી તેણે કાબુમાં રાખ્યું હતું. સાસુને જોડા સમાન ગણતી, ધણીને વગર પૈસાનો ગુલામ સમજતી; મતલબ કે તે આખા ઘરપર હકુમત ચલાવતી હતી. ફહીમ, જે કસીમના મોટા ભાઇનો દીકરો હતો અને જેને તેના માબાપો છ સાત મહિનાનો મૂકી મરી ગયાં હતાં તે હમણાં પાંચ વરસનો થયો હતો; અને આખું ઘર તેને ચાહતું હતું. તે છોકરાની પણ તાકાત નહોતી કે કાકી તરફ એક નજરથી જોઇ લે. જેમ પતંગીઉં દીવા ઉપર આશક થઇ જાય છે તેમ તેની દાદી તેનાપર વ્હાલથી મરતી હતી. પરંતુ જ્યારે વચલી વહુ આડે હાથે ઉધડી લેતી ત્યારે છાનીમાની વહુના મોં સામે ટગરટગર જોયા કરતી. ભોગજોગે એક દિવસે એવું બન્યું કે કલીમ અને ફહીમ બંને બાળકો ઉઠી બહાર રમતા હતા. અરીઠાની એક ગોળી માટે કજીઓ થયો.

તે ગોળી ફહીમની હતી. પણ કલીમ બેઈમાની અને કપટના દૂધથી ઉછર્યો હતો તેણે ગોળી પોતાના ગજવામાં ઘાલી રડવા અને શોરબકોર કરવા માંડયો. ઢોંગ રૂપી કપટ તેની ઘુંટીમાં હતો, જૂઠના ખોળામાં ઉછર્યો હતો, માબાપ તેની મદદમાં હતાં તેથી તેને કોઇની બીક નહોતી. સાચું બોલવાને તેણે સમ ખાધા હતા. પોતાના દીકરાને રડતો સાંભળી મા દરવાજા આગળ દોડી આવી. છોકરાએ એવો ઢોંગ કર્યો કે રાઇનો પર્વત બનાવી દીધો. તે નાલાયક છોકરાએ એવું કહ્યું કે મારા પેટપર ફહીમે લાત મારી છે. કોની દયા! કોનો ડર! કેવો ઈન્સાફ! તે ક્રૂર ઓરત અનાથ ફહીમને ઘસડતી લઇ ચાલી, અને બારણામાં એક એવો હડસેલો માર્યો કે તે ડસકાં ભરવા લાગ્યો! અનાથ પાંચ વર્ષનો નાનો કોમળ-બાળ, કસાઇ જેવી ઘાતકી કાકીના આગળ ઉભો ઉભો ધ્રૂજતો રડતો હતો; અને એજ કહ્યા કરતો હતો કે "કાકી મેં તો માર્યો નથી." ઘાતકી કાકી શું દયા કરે એવી હતી? તેણે બારણામાંજ તમાચા મારીને મોઢું લાલચોળ કરી દીધું. માર્યા પછી દિવાલમાં એવો હડસેલો માર્યો કે છોકરો લોહીલોહાણ થઇ ગયો. લોહી તેના હોઠમાંથી વહેતું હતું. બીકને લીધે તે કાંપતો હતો; પરંતુ જરાપણ અવાજ નીકળતો નહોતો. માબાપ વિનાના અનાથ બાળકને આ સમે જુલમી-નિર્દય કાકીના હાથથી બચાવનાર કોઇ નહોતું. તે કાકીનું ભયંકર-ઉગ્ર-સ્વરૂપ ફાટી આંખે હેરત સાથે જોઇ રહ્યો હતો. નિરપરાધી નજરો લાચારીનો પુરાવો આપતી હતી, અને લોહીનું દરેક ટીપું બેગુન્હેગાર હોવાનો દાવો કરતું હતું. આવી સ્થિતિમાં તેને તે એક હાથથી પકડી ઉપાડી લાવી, અને સાસુની રૂબરૂ આ પ્રમાણે કહી પટકી માર્યો. આ લફંગાની લુચ્ચાઇ તો જુઓ? પણે બેસી દિવાલ સાથે માથુ અફાળ્યા કરતો હતો કે કોઇ કાંઇ કહે નહિ.

ફૂલ જેવું બાળક જેને આવો સખ્ત માર પડયો અને વળી આટલે દૂર ફેંકવાથી તદ્દન બેશુદ્ધ થઇ ગયો. દાદીએ તરતજ

ઉપાડી ખોળામાં લઇ લીધો, નસીમાએ પાણી ગરમ કરીને મોં લૂછયું એટલે છોકરો હુશિયાર થયો. સાસુએ કયુંઃ—

"વચલી વહુ માબાપ વગરના છોકરાપર આવો જુલમ."

વચલી વહુ—"બુદ્ધિના નખ લો. મેં તો હાથ પણ અડકાડયો નથી. એટલું મોટું તોહમત મૂકવું ઠીક નથી. તેતો ઢોંગ કરે છે. તમે એના ભૂલથાપમાં આવી મને એટલી મોટી વાત કહો છો તો ભલે. મારો અને તમારો ઇન્સાફ ખુદાને ત્યાં થશે."

જે સાસુએ નસીમાની માત્ર એક રજાઈપર એટલે દરજે તોફાન કર્યું હતું તે જુલમગાર વહુ આગળ તદ્દન ચૂપ થઈ ગઇ, કારણ કે તે જાણુતી હતી કે બોલવું ફોકટ છે, એમ સમજીને કે આપણું માન આપણા હાથમાં છે. એક કહીને ચાર વાતો સાંભળવી પડશે-જરાપણ કહીશ તો સાત પેઢી સુધી પહોંચી જશે.

પતિ પત્નીના વિચારપર અનુમાન બાંધવું જેવું મુશ્કેલ છે તેવુંજ સાસુ વહુના સંબંધો બાબત પણ અઘરૂં છે.

દરેક જગ્યાના સાસુ વહુના મામલા તરેહવાર હોય છે પણ કસીમની મા વિષે આપણે એટલું તો કહી શકીએ છીએ કે જોકે નસીમાએ જિંદગી સુધી સાસુને કદી પણ સામો જવાબ સરખો પણ આપ્યો નહોતો; તોપણ જેટલી તે વચલી વહુને ચાહતી હતી એને ચોથે ભાગે પણ નસીમાને ચાહી હોત તો તે એવી ખૂબીની અને નાકવાળી વહુ હતી કે મરતાં સુધી સાસુના પગ ધોઇ ધોઈને પીત. અને વચલી વહુ વિષે પણ એટલું કહી શકીએ છીએ કે જોકે સાસુએ મરતાં સુધી તેણીને કોઇ વખત ઇજા પહોંચાડી નહોતી તોપણ જો તેણી નસીમાથી આઠમે ભાગે પણ સાસુનું માન જાળવત તો સાસુ તેને પોતાના માથા ઉપર બેસાડત.

જેમ દીકરીની વીદાયગીરી વખતે સાબાપા સમજે છે અને માત્ર સમજી લે છે એટલુંજ નહિ પણ ઉમેદ રાખે છે અને ઇચ્છે છે કે પતિ પત્નીનાં દિલ એકરસ બની જાય, અને તેમનો સંબંધ અવિચળ રહે. ભલે આપણા સંબંધ વધારે ન રહે તેમ

દીકરાઓના લગ્ન વખતે માતાઓને પણ એજ પ્રમાણે સમજી લેવું જોઇએ એટલુંજ નહિ પણ માની લેવું જોઇએ કે જે દીકરીઓ પોતાના સઘળા સ્નેહી સંબંધીઓ અને ઘરબાર મૂકી આપણે ત્યાં આવે છે તેઓ શું ચાહે છે? અને તેઓના પ્રાણ અર્પણ કર્યાનો શો હેતુ છે? પાછળથી આ હેતુની શરૂઆત આપણી નાખુશીનું કારણ કેમ થઇ જાય? આપણને એ કામ પૂરૂં કરવામાં મદદ-આપવી જોઇએ એટલા માટે કે બંને આત્માઓની જિંદગીની જે મતલબ છે તે પૂરી થાય.

એવીજ રીતે વહુઓએ સારી રીતે માની લેવું જોઇએ કે, આજે અમારી જિંદગી વહુ તરીકેની છે પણ કોઇ વખત આવશે જ્યારે અમારે પણ સાસુ બનવાનું છે અને આજે અમારી સાસુઓ સાથે તેજ વર્ત્તન ચલાવવું જોઇએ જે ભવિષ્યમાં અમારી વહુઓ સાથે ઉમેદ રાખી શકાય.

જોકે ફહીમ શુદ્ધિમાં આવ્યો હતો પરંતુ તાવથી કાંપતો રહ્યો હતો. મગજપર કારી ઘા લાગ્યો હતો. નસીમા ગમે તેટલું તેનું મન ખુશ કરતી હતી તોપણ કાકીની બીક એટલે દરજ્જે હતી કે તે બધી બાજુએ ગભરાઇને બેબાકળો જોતો અને પછી બીકનો માર્યો મોઢું સંતાડી લેતો. આવી સ્થિતિમાં નસીમા તેને સાથે લઇ પોતાની જૂની સાહેલી મીસ મીરૂબીની પાસે આવી જે એક પ્રખ્યાત લેડી ડાકટર હતી. તેણીએ ધ્યાનથી જોયું તો માલૂમ પડયું કે તાવ સખ્ત છે. પરંતુ બીક તેના મનમાં એવી સખ્ત હતી કે તેને ચારે તરફ તેજ જુલમી નિર્દય કાકીની નજર પડતી હતી. લેડી ડાકટરે ચોકખે ચોકખું કહી આપ્યું કે, મગજપર કારી ઘા લાગ્યો છે! કેસ જોકે ગંભીર છે! પરંતુ મગજ ઉપર કૉલન વૉટર રાખો અને દવા આપો. આશા છે કે સારો થઇ જશે. ડોળીમાં બેસતી વખતે નસીમાએ ફહીમને પોતાના હૃદય સાથે ચાંપ્યો અને વિચાર કર્યો કે અરે! મતલબી મોહક દુનિયા! તારી ખૂબીઓ કેવા ધોળા પારા જેવી લોભાવનારી છે!

આ અનાથ બાળક જેના માથાપરથી હયાતીમાં માબાપનો છાયો ઉપડી ગયો, તે આવી સજાને કદી પાત્ર હતો શું ? તે બાળ બચ્ચાંવાળી ઓરતના હાથથી આ આફતમાં આવી પડત ? આજે આ કમનસીબ, લાચાર, કોમળ વયના બાળક માટે દાદી સિવાય કોઈ બે આંસુ પાડનાર નથી !

આ વિચારવમળમાં ઘોળાતી ઘોળાતી નસીમા ઘેર આવી, દવા પાઇતે છોકરાને રજાઇ ઓઢાડી ખોળામાં લઇને બેઠી. દાદીના પાંચ વર્ષની મહેનતનું ફળ હતું. એક લેણો એકજ અને મરી ગયેલા મોટા વ્હાલા દીકરાની સોંપણ હતી. દાદી આવતી અને પૌત્રનું મોઢું ઉઘાડતી, પ્યાર કરતી અને રડતી ! પણ તેની વૃદ્ધાવસ્થા હતી તેથી તેનું અંતઃકરણ જખમી થઇ ગયું હતું. તે ચાકરી કરે એવી તેનામાં દિલની તાકાત રહી નહોતી. તેમજ બીમારની સારવાર કરવા માટે પણ અશક્ત હતી. રાત્રિના શાંત સમયમાં આખું ઘર બેખબર થઈ સૂતું પડયું હતું તે સમયે માત્ર નસીમા બાળકને ખોળામાં લઈ બેઠી હતી. અને દાદી નમાજ પડી પૌત્રના કલ્યાણ માટે પ્રાર્થના કરતી હતી અને આશિર્વાદો આપતી હતી.

તેવામાં એકાએક બાળકની આંખ ઉઘડી. આંખ ખોલતાંજ બંનેના જીવમાં જીવ આવ્યો. અંગેઠી ઉપર દૂધ મૂકયું હતું તેમાંથી ચાર ચમચા દૂધ નસીમાએ પાયું. માથા ઉપર હાથ ફેરવ્યો અને કહ્યું:—

"દીકરા ફહીમ કેમ છે ?"

ઘાતકી કાકીનો ભયંકર ફોટો નિરપરાધી આંખો ભૂલી ગઈ નહોતી. ફાળ પડી અને હાથ જોડીને કહ્યું:—

"કાકી મેં માર્યો નથી."

આ દયાજનક શબ્દો નસીમાના હૃદયમાં કાંટા માફક ખુંચી ગયા ! અનાથ કોમળ બાળકના નિરપરાધીપણાપર તેણી ગભરાઇ ગઈ ! મ્હોં ઉપર મ્હોં રાખી હૃદય સાથે ચાંપી કહ્યું:—

" નહિ ! નથી માર્યો ! બાપુ ! આંખો ઉઘાડો ! વ્હાલા ! જરા વધારે દૂધ પીઓ ! ! "

આ બેભાન-બેહાલ-બાળક ક્યાંથી જવાબ આપે ! શેનું દૂધ પીએ !

બિચારી નસીમાએ મોઢાપર મોઢું રાખી રડવું શરૂ કર્યું એટલે બાળક ચમકયો ! પાછી આંખો ઉઘાડી ! નસીમા કંઈ કહેવા માગતી હતી. એટલામાં તેણે ફરી લથડતી જીભથી અટકી અટકીને કહ્યું:—

" નહિ, કાકી મેં નથી માર્યો."

સાસુ વહુ એક એવી ઓરતના પ્યારા છોકરાપર રડતાં હતાં કે, જેનું માંસ પાક માટીમાં મળી ગયું હતું અને જેનાં હાડકાંઓ ઓગળી ઓગળીને માટી જેવાં થઈ ગયાં હતાં. એકાએક બાળક ગભરાઇને ઉઠી બેઠો થયો. ચારે બાજુ તરફ જોયું અને પછી ત્રીજી વખતે પોતાનું નિરપરાધીપણું જાહેર કર્યું અને કહ્યું:----

" કાકી, મેં નથી માર્યો. "

આ બોલતાંજ તે નિરપરાધી બાળકને એક ડસકું આવ્યું ! તે ડસકું ખરેખર છેલ્લુંજ હતું ! તે ડસકાની સાથે અનાથ, ગભરૂ બાળકનો જીવ સદાને માટે આ ફાની દુનિયા છોડી ચાલ્યો ગયો.



## પ્રકરણ ૫ મું.

નસીમાની ચાકરી અને લાગણીની કંઇ ખાસ અસર સાસુપર થવીજ જોઈએ. એવું અનુમાન ઉપરથી આપણને લાગે. પરંતુ અફસોસની વાત છે કે એ અનુમાનમાં આપણી ધારણા ખોટી પડી. કંઈ અસર થઇ તો ખરી. પણ ઘણી ઓછી. નસીમા આવી સ્થિતિમાં હતી. ખરેખર તે હજારો વખાણને લાયક હતી.

કારણ કે સાસુ ઉપકારને બદલે અપકાર કરે તોપણ હમેશની માફક સાસુની ખુશી મેળવવામાં ચૂસ્ત રહેતી પોતાનાં જરૂરનાં કામકાજો મૂકી દઈ દિવસનો મોટો ભાગ સાસુની સેવામાં કાઢતી અને વળી એવા વિચારથી કે રાત્રે એકાંત વખતે મરનાર બાળક વિષેના વિચાર તેને દુઃખી ન કરે. તે માટે તેણી કેટલીક વાર મધ્ય રાત્રિ સુધી તેની પાસે રહેતી. અને જ્યાં સુધી તે સૂઈ ન જાય ત્યાં સુધી તે જતી નહિ. ખરૂં પૂછો તો આ સઘળા દુઃખી બનાવોનું કારણ વચલી વહુજ હતી. તોપણ સાસુએ કોઈ દિવસ પૂછયું નહિ કે તારા મોંમાં કેટલા દાંત છે. પૂછયું નહિ તેમ પૂછી પણ શકતી નહોતી કારણકે તેણી કંઈ કહેવાને હિંમત ધરતી નહોતી. જ્યારે વચલી વહુના નિર્દય કૃત્યથી અને તેના સ્વભાવથી ગુસ્સે થતી અને ગભરાટમાં પડી મિજાજ ખોઇ દેતી ત્યારે તે નસીમા ઉપર ઉતરી પડતી. વળી નસીમા પણ બિચારી માણસ જાત હતી. તેથી કેટલીવાર તેને માઠું બહુ લાગતું. પરંતુ તે જાણતી હતી કે સાસુની સ્થિતિ દયા જનક છે. કારણ કે શોક અને ખેદે સાસુની બાકી રહેલી હિંમતને તોડી નાંખી હતી. નસીમાની આ ધીરજ અને સબુરી દીન અને દુનિયાં બંનેના છુટકારાનું કારણ થઇ પડશે.



## પ્રકરણ ૬ ઠું.

આપણે તો એમ જાણતા હતા કે થોડા દિવસમાં સાધારણ રીતે નસીમાની સાસુ મરનાર બાળકનો શોક ભૂલી જશે. પરંતુ દાદીની પાંચ છ વર્ષની મહેનતનું ફળ ફહીમ નિર્દય કાકીથી હમેશ માટે નિર્ભય બની કબરમાં જઈ સૂતો. અને દાદીને જીવતાં કબરમાં નાખતો ગયો. પોતાનું હૃદય રત્ન ફહીમ આમ અચાનક ખોવાઇ જતાં, દાદીની સ્થિતિ એવી કષ્ટજનક થઈ પડી કે પોતાના હૃદય ફહીમને એક પળ વિસારી શક્તી નહોતી.

રાત્રિ દિવસ રડયા કરતી. અને ઘેલી બની આમ તેમ ફર્યા કરતી. કોઇ વખત ફહીમનાં કપડાં કાઢી ચુમન કરતી. રાત્રે જ્યારે ઘરનાં બધાં સૂઇ જતાં ત્યારે બારણું ઉઘાડી ફહીમની શોધમાં બહાર નીકળી જતી. માની આવી કફોડી–ગંભીર હાલત સાભળતાં કસીમ એક માસ માટે તુરત આવ્યો, પરંતુ જીવલેણ તાવ ખાઇપી એવો પાછળ લાગ્યો હતો કે તેનું હાથણી જેવું શરીર બીલકુલ જર્જરીત, સૂકાઈ ગયેલા કાંટા જેવું થઈ ગયું હતું. દિવસે દિવસે સ્થિતિ વધારે અને વધારે ખરાબ થતી ગઇ. એટલે સુધી કે હરવા ફરવાથી પણ લાચાર થઈ ગઇ. આ માંદગીમાં નસીમાએ સાસુની એવી ચાકરી કરી કે સગાં વહાલાંઓ હેરત થઇ ગયાં. એટલુંજ નહિ પણ મહોલ્લાવાળા અને ઓળખીતાઓએ નસીમાને વાહવાહના અવાજથી વધાવી લીધી હતી.

એક દિવસે પરોઢીએ સાસુએ નસીમાને પોતાની પાસે બોલાવી માથાપર હાથ ફેરવી કહ્યું:—

"વ્હાલી દીકરી નસીમા ! મારા નસીબમાં હવે તમારાં ઉમદા કાર્યો જોવાને લખ્યું નથી. પરંતુ મને ખાત્રી છે કે તમે દુનિયામાં ખુશ અને સુખી રહેશો અને હું આશીર્વાદ આપું છું કે તમે હમેશાં ખુશ અને બધી રીતે આબાદ રહો ! પણ મને અફસોસ છે કે તમારા જેવી વહુની પૂરેપૂરી કદર મેં કરી નહિ અને જાણી જોઇને તમારી ફજેતી કરી. પણ હું આ વખતે આપણાં બધાં સગાં વહાલાંઓની સમક્ષ તમારી પાસે તે બાબતની માફી માગુ છું. મારા મનની જે ચાહ હતી તે મનમાંજ રહી ગઇ. મોત માથા ઉપર આવી પહોંચ્યું ! પરંતુ હું બધા કરતાં વધારે તમારાથી શરમાઇને રવાના થાઉં છું. તમે તો વહુ થઇને આવ્યાં હતાં પરંતુ દીકરીઓની મહોબત મનમાંથી ભૂલાવી દીધી હતી. તમારા જેવી સ્ત્રી દુનિયામાં નાખુશ રહી શકતી નથી. હું નસીબદાર હતી કે તમારા જેવી વહુ મને મળી, અને જે ઘરના તમે વહુ છો તે પૂર્ણ ભાગ્યશાળી થશે ! ખુદા તમને દુનિયાની રિદ્ધિ સિધ્ધિ

અને સદ્‌ગુણો આપે ! જેવી રીતે તમે મને ખુશી રાખી છે તેવીજ રીતે તમે સદાકાળ ખુશી રહો. હું આ ઘરમાંથી સદાને માટે રજા લઉં છું. હાલમાં જો કે તમે નાની વયનાં છો તો પણ તમે ઠરેલ બુધ્ધિથી માલિક થવાને લાયક છો. અત્યારે આ બંને કન્યાઓ જે મારી પાસે ખુદાની અનામત છે તે તમો લાયક હોવાથી તમને સોંપું છું. વ્હાલી વહુ ! એના બાપ ગુજરી ગએલ છે, અને થોડા વખત પછી મા વિનાની થઈ રહેશે. માટે જો ભૂલ કરે તો દરગુજર કરજો. અને જેવી રીતે આજ દિવસ સુધી મારૂં માન જાળવી રાખ્યું છે તેમ મારી આ છેલ્લી ઘડીની અરજની લાજ રાખશો. વ્હાલી પુત્રી ! મારૂં દરેક રૂંવાડું તમને દુઆ આપી રહ્યું છે. લગ્નની વિદાયગીરી વખતે તમારી મા અને ફોઇ ભેટયાં હશે તેમ હમણાં હું આ દુનિયામાંથી સદાને માટે વિદાય થાઉં છું તો આવો મારા હૃદય સાથે ભેટો ! અને મારા આશીર્વાદ લો. તમે સાબિત કરી આપ્યું છે કે કુળવાન વહુઓ ખરેખર દીકરીઓ કરતાં પણ વધારે ઉત્તમ નીવડે છે. અને તેથીજ આ બંને વ્હાલી દીકરીઓ તમને સોંપું છું. ખુદા તમને સો દીકરા દીકરીઓની મા બનાવે અને જેવી રીતે તમે મને ખુશી રાખી છે તેવી રીતે તમે પણ સદા દુનિયામાં ખુશી રહેજો.

એટલું કહેતાં કહેતાં સાસુ થાકી થઇ. નસીમા અને કસીમની આંખોમાંથી અશ્રુ પ્રવાહ ચાલવા લાગ્યો ! એટલુંજ નહિ પણ ત્યાં બેઠેલાં બધાં માણસો રડવા લાગ્યાં, અને ચારે બાજુથી આમીનના પોકારો ગાજી રહ્યા. એ પછી ચોથે પાંચમે દિવસે સાસુ આ ફાની દુનિયા તજી પોતાના અસલ વતન તરફ ચાલી ગઈ ! !

## પ્રકરણ ૭ મું.

મરનાર ઓરત સારી સ્થિતિની હતી એટલુંજ નહિ પણ તે ઇસ્લામાબાદના જાગીરદાર નવાબ ગુલામરસુલખાનની દીકરી અને રીસાલદાર મીર એતેમાદ દોલાની વહુ હતી. પોતે મરતી વખતે ઘણી

જાગીર અને એક દીકરો નાયબ તહેસીલદાર અને પાંચહજાર રૂપિયાનાં ઘરેણાં પોતાની પાછળ છોડી ગઇ હતી. મોતના ખબર એકદમ આખા શહેરમાં ફેલાઈ ગયા. આવનારા જનારાઓનો તાંતણો બંધાયો. કસીમ કહેવાને તો બી. એ. સુધી પહોંચેલો હતો, તે જૂના રિવાજ છોડી દેવાને તૈયાર થયો; પરંતુ તે વખતે એવો નાહિંમત નીવડયો કે કોઇ સ્ત્રી જાત પણ આવા વિચારની નહિ હોય. ક્રિયા માટે ફૂલોનોઅંદાજો કરવામાં આવ્યો તો બે હજારનો હતો. નસીમા દફનક્રિયા વખતે તો કંઈ બોલી નહિ. પરંતુ હમણાં તેણીએ પોતાના ધણીને ખુલે ખુલ્લું કહી આપ્યું કે આ એક નકામું ખર્ચ છે. એથી દીન દુનિયાં બંનેને કાંઇ ફાયદો પહોંચતો નથી. માટે તમારે જે કાંઈ તેમની પાછળ ખર્ચવું હોય તે કોઈ મસજીદ, મદ્રેસા કે યતીમખાનામાં આપો. કારણ કે ફૂલો વગેરેનો રિવાજ તદ્દન નકામો છે. માટે બધાને ખબર આપી દો કે અમારે કંઇપણ કરવાનું નથી. જ્યારે આપણે ભણેલા ગણેલા થઇને આ ખરાબ ચાલોમાં પડી નકામી રીતે પૈસો બરબાદ કરી દેશું તો ગરીબ અજ્ઞાન માણસોના શા હાલ ! મને જરા તો દેખાડી આપો કે તમે આમાં શો ફાયદો કાઢવાના છો ? મરનારના સારા માટે જે કરવાનું છે તે મારાથી બનશે તેટલું કરીશ અને તેના આત્માને ફાયદો પહોંચાડીશ. માટે હજી પણ વિચાર કરો કે તમારી પાસે એક કરતાં બે બ્હેનો છે. તેમને પણ તમારે હાથેજ પરણાવવાનું છે. માટે જો આ વખતે આ પુંજી ખરચાઈ જશે તો તે વખતે કોની પાસે ભીખ માગવા જશો ? ખરી રીતે મરનારને સવાબ પહોંચાડવાનું છે તો જો તે મેળવાય તો હું મના કરતી નથી, ઘણી ખુશીથી કરો. પરંતુ એ ઢોંગ ધતુરો તો નામને માટેજ છે. સેંકડો માણસો આવી રીતે તારાજ થઇ ગયા છે. શું તમે જાણતા નથી કે એ ચાલ ખરેખરી રીતે હિંદુસ્તાનના હિંદુઓમાંથી મુસલમાનોએ દાખલ કરેલા છે? નહિતર અરબસ્તાનમાં મરનારને ઘેર જેટલાં માણસો દીલગીરી જાહેર કરવા માટે જાય છે, તેઓ પોતાનું ખાણું

પોતાની સાથે લઇ જાય છે અને ઘરનાં માણસોને પોતાની સાથે બેસાડી આગ્રહ કરી ખવડાવે છે, કારણકે તે તેના શોકમાં એવો ડુબેલો હોય છે કે ખાણાનો બંદોબસ્ત કરી શકે નહિ. મારા તો આવનારી સ્ત્રીઓને જોઇ, હોશ ઉડી ગયા છે. તેમને તો ઇદના જેવી ખુશાલી થઈ ગઇ છે. પાન, સોપારી, ચા, ખાંડ જોતાંની વારમાંજ ચટ કરી જાય છે અને જાણી જોઈને મોઢું ઢાંકી જૂઠમુઠ આંસુ પાડે છે. વળી નવાઈની વાત એ છે કે કંઇપણ કારણ વગર મરનારની વાત કાઢી ઈજા આપવી એ તેઓ પોતાની ફરજ સમજે છે. ખરૂં પૂછો તો જે શોક આપણને છે તે ખુલ્લો છે. એઓની લાગણીની તેણી મોહતાજ નથી. અને કેટલે દરજે તેઓ સારાં હતાં તે આપણે પોતે જાણીએ છીએ. પણ એમની વાતો યાદ લાવવી તે આપણા જખમો ઉપર મીઠું નાખવા જેવું છે. મીસ ડેવ્રન નામની મારી એક સાહેલી મને કહેતી હતી કે હમારે ત્યાં જ્યારે મરણની દીલગીરી જાહેર કરવા માટે આવે છે ત્યારે તેઓ સઘળાંમાંથી વધારે વખાણને લાયક તે હોય છે જે ઘરનાં માણસોને હસાવે. મને પૂછો તો તમારે જે કંઈ આપવું હોય તે અન્જુમને ઇશાઅતે ઇસ્લામમાં મોકલી આપો. માટે હું મારા હાથે ખાવાનું રાંધી આપું છું તો તમે લઈને જાવ અને યતીમ છોકરાંઓ, વિધવાઓ, અપંગો અને લાચારોને ગોતી ગોતીને તમારી રૂબરૂમાં ખવડાવી દો કે એમને સવાબ મળે અને તેઓ પણ જાણે કે હું પણ એવા લોકોને દુનિયામાં મૂકી આવી છું જેઓ માત્ર જાગીર અને માલમતાના વારસો નથી પણ મને એ કંઈ આપવા માગે છે.

વહુનું આ ભાષણ નકામું જાય તેમ નહોતું; તે કસીમના મનમાં ઘર કરી બેઠું. તેણે એક હજાર રૂપિયા રોકડા મસજીદો, મદ્રસા, અન્જુમનો અને યતીમખાનામાં મોકલી, બીરયાની, મુતન્જન વગેરેની વાત ધૂળ સાથે મેળવી દીધી. (એટલે ખાવાનું કર્યું નહિ.) અને નસીમાના પ્રયાસથી આ ખરાબ ચાલનો હમેશને માટે અંત આવ્યો.

# પ્રકરણ ૮ મું.



રજા પૂરી થતાંજ કસીમ નોકરી ઉપર ચાલ્યો ગયો. જે કામ સાસુએ નસીમાને સોંપ્યુ હતું તે પૂરૂં કરવા તેણી ગુંથાઇ. રાબીયા, તથા હાજરા બંને નણંદોને એવી કેળવણી મળી ન હોતી કે જેથી નસીમાને મહેનત પડે. પરંતુ સૌથી મોટી મુશ્કેલી એ હતી કે મોટી દીકરી રાબીયા વચલી ભાભીની મદદ વડે નસીમાની ખુલ્લી રીતે દુશ્મની કરતી હતી. નણંદ ભાભીનો સંબંધ એવો મુશ્કેલ હોય છેકે નસીમાને તેની વધારે દરકાર કરવાની જરૂર નહોતી. સઘળાં સગાવહાલાંઓએ અને કસીમે એવીજ સલાહ આપી કે રાબીયાની બાબતમાં તમારે કાંઈ કરવું નહિ. પરંતુ સાસુની વસીયત એવી નહોતી કે નસીમા માત્ર પોતાના લાભની સરખામણીમાં તેની કાંઇ દરકાર કરે નહિ. તેણીએ ધણીને કહ્યું કે એ વાત ઠીક છે, થઈ રહેશે, એમ કહીને વાત ઉડાડી મૂકી. પરંતુ તેણી પોતે એવી ફિકરમાં રહેતી હતીકે કોઇ પણ રીતે રાબીયા સુધરે પણ માત્ર ફિકર કરવાથી શું થવાનું હતું ? અને વળી તે ઉપરાંત વચલી કાકીની સોબતથી તેની આદતોની પૂરી અસર રાબીયાને થઇ ચૂકી હતી. અને તે બુરી અસર હજી વધતી ચાલી હતી. તે એટલે સુધી કે, નસીમા એ ટેવ છોડાવી શકવાને અશકત હતી. નસીમા ભાગ્યશાળી અને હજારો ભાભીઓની ગરજ સારે એવી હતી. પરંતુ રાબીયા હુંપણાની બીમારીમાં નાનપણથીજ ફસાયલી હતી. ઠપકો સાંભળવો તો એક બાજુએ રહ્યો. પણ આમ તેમની વાતો ન સાંભળતાં અખાડા કરે જતી. એનું પરિણામ એ આવ્યું કે તે છોકરી વધારે ને વધારે બગડતી ચાલી! એક દિવસે જ્યારે નસીમાએ પોતાની કેટલીક સાહેલીઓને નોતરૂં આપ્યું ત્યારે રાબીયાએ પોતાની મેળે ખાવા માટે બંદોબસ્ત કરવામાં માથું માર્યું. જોકે નસીમાને તેની કાંઈ જરૂર ન હોતી. પરંતુ એમ પણ થઇ શકે તેવું નહોતું,

કે તે નણંદને રોકડો જવાબ આપી દે, અને કોઇપણ ચીજને હાથ અડકાડવા દે નહિ. તોપણ એટલી હુશિયારી કરી કે તેણે તેણીનાં સઘળાં કામો પોતાની નજર હેઠળ રાખી લીધાં. (માણુસ જાત છે ભૂલેછે.) ખાણું ખાધા પછી ચા પીવાનો વખત થયો ત્યારે તે અસભ્ય છોકરીએ રકાબીઓમાં ચણાનો લોટ રાખી ઉપરથી ખાંડ નાખી રાખી. પીનારીઓ ચમચા ભરી ખાંડ નાખ્યા કરે છે, પરંતુ મિઠાશ ને બદલે ચા લોટ વાળી થતી જાયછે. વિવેક ખાતર કોઈ પણ બોલતી ચાલતી નથી. નસીમાના આગ્રહ કરવાથી એકેક ચમચો દરેક જણી પીલેછે. પણ પછી હાથ ખેંચી લેછે. પેલી છોકરી પલંગ પર બેઠી બેઠી ખડખડ હસ્યા કરેછે. નસીમાએ ઉંડો વિચાર કર્યો પણ કાંઈ સમજાયું નહિ. પરોણાઓએ અફસોસ કર્યો, પણ બીજું કાંઇ બોલ્યા નહિ. હા એટલું તો કહ્યું કે, આવી લોટ વાળી ચા તો કોઇ દિવસે જોવા કે સાંભળવામાં આવી નથી. દરેક જણી એક બીજાના મોઢા તરફ જોઈ ચૂપચાપ થઈ ગઇ. આખરે નસીમા પોતે ઉઠી નણંદને મના કરી ત્યારે તેણી ઉલટી હસી મજાકમાં વાત ઉડાડવા લાગી. પ્યાલાઓને જોયા તો જેમના તેમ રહ્યા હતા. છેવટે લાચાર થઇ પોતે ચમચો ભરી ચા ચાખી તો ખાંડની જગાએ ચણાનો લોટ માલૂમ પડયો, ખાંડને જોઇ તો લોટ ઉપર ખાંડનું પડ ચઢાવેલું હતું. નસીમાને ઘણો ક્રોધ ચઢયો અને શરમાઇ પણ ગઈ. પણ તે શું કરી શકે તેમ હતી? તરતજ બીજી ચા તૈયાર કરી વાસણ સાફ કર્યાં અને ખાંડ બધાંઓની આગળ મૂકી. સઘળાંઓએ ચા પી રજા લીધી.

## પ્રકરણ ૯ મું

એ વાત તો વિસારે પડી. પરંતુ રાબીયાની આ અનીતિની નસીમાના મનમાં એવી અસર થઇ કે તે કોઇપણ રીતે દૂર થાય તેવી નહોતી. વળી તે સારી રીતે જોતી હતી કે રાબીયા

સાત આઠ વર્ષની બાળકી નથી પણ ચૌદ પંદર વર્ષની મોટી વયની છોકરી છે. પાંચ હાથ ઉંચી નીકળતી છે. જો હું ઠપકો આપું તો બંને નણંદ ભાભી મને ગાંડી કરી મૂકશે અને નથી આપતી તો નણંદના દીન અને દુનિયા બંને બરબાદ થાય છે. તેજ દિવસથી તેની સાથે વાત કરવી મૂકી દીધી. પરંતુ એની અનીતિ ઉપર કલાકોને કલાકો સુધી બેસી વિચાર કરવા લાગી. એક દિવસે સવારે નસીમા બેઠી બેઠી હાજરાનું માથું ગુંથતી હતી એટલામાં દાસીએ આવીને ફોઇનો કાગળ આપ્યો, જેમાં નીચે પ્રમાણે લખ્યું હતુંઃ—

પ્યારી નસીમા બેગમ !

કાલે હું રસાલદારણની છઠ્ઠીમાં ગઇ હતી ત્યાં તમારી જેઠાણી અને રાબીયા મળ્યા હતાં. એક વર્ષ પછી રાબીયાનું મોઢું જોયું. તેણીને જોઇને હું રાજી થઈ. ખુદાનો આભાર માનો કે તેણીનો રંગ સારો નીકળ્યો છે. પરંતુ તેણીની રાતની સ્થિતિ જોઇ મેં એકલીએ નહિ પણ આખા ઘરે દાંતોમાં આંગળીઓ કરડી—અચંબો પામ્યા! તેનાપર ખુદાનો માર પડે! ખુદાનો માર! માસી નસીરાની દીકરીને એવી ખરાબ રીતે ખાવા ટાંણે દસ્તરખાનથી ઉતારી પાડી કે સઘળાંઓ દંગ થઈ ગયાં! મારી આટલી ઉમર થઇ છે, મેં ઘણી કુમારિકાઓ અને પરણેલી છોકરીઓ જોઈ છે, પરંતુ કુંવારી છોકરીઓને ઝરમર તથા માળા પહેરેલ જોઇ નથી. પણ જો તમારે ત્યાંનો આ ચાલ હોય તો આ વડાઇને મોટાઇ કોણે આપીછે? તે બિચારીને દસ્તરખાનપર બેસવા દીધી નહિ. ઇસ્લામનું દસ્તરખાન સર્વને માટે સરખું છે તો ઘરેણાં અને પોશાકની શી જરૂરીઆત હતી? દોલત છાંયાની માફક હરતી ફરતી રહે છે. અમીરી કોઇની જાત નથી અને ગરીબાઈ કોઇનો ધંધો નથી.

મને માત્ર એટલો અફસોસ છે કે તમારી કેળવણી હેઠળ એવું પરિણામ આવે! હું તે વખતે હાજર હતી જ્યારે તમારી સાસુ (જેને ખુદા બક્ષે) દુનિયામાંથી ઉઠી ગઇ ત્યારે આ બંને છોકરીઓને તમને સોંપી ગઇ હતી, વ્હાલી દીકરી! તમે સાસુના

હુકમને સારી રીતે પાળ્યો. શું તમને તમારી પરવરશી યાદ નથી? અમે દુઃખ વેઠી તમને સુખ આપ્યાં છે. હમણાં તો શરૂઆત છે. આગળ શું કરશો? બધાને મરવું છે તો સાસુને શું મોઢું દેખાડશો? વ્હાલી દીકરી! દુનિયામાં તો નભી જશે. બધી તરફથી નામ ખરાબ થશે, પણ યતીમ છોકરીની પરવરશીનો જવાબ ખુદાને આપવો સહેલો નથી.

વ્હાલી નસીમા, તે વખત આવી પહોંચ્યો છે એમ જાણજો હો? અને આ જવાબ આપવા માટે તૈયાર થઈ જાઓ કે જે સાસુની હાજરીમાં ત્યાં આપવાનો છે. દીકરી! તે સમય ઘણો બારીક છે, મોટા મોટા ઇમાનદારો પણ ગભરાઈ જાય છે. મોટા મોટા પરહેજગારો ગભરાટમાં હશે! એટલું યાદ રાખો કે હમણાં કંઇ ગયું નથી. તમારા હવાલામાં સોંપેલી ચીજને હમણાં પણ સંભાળી લો, નહિતર દુનિયા અને દીન બંનેમાં નુકસાની ભોગવશો.

ફોઇનો કાગળ વાંચતાંજ તે ગળગળી થઇ ગઇ અને તેનું દિલ ભરાઇ આવ્યું. તેણે લાચારીથી ધણીને કાગળ લખ્યો, જેની મતલબ નીચે પ્રમાણે હતી:—

સાસુ, સસરો કે દીયર, જેઠ, નણંદ, ભાભીઓ કે દેરાણીઓ અથવા જેઠાણીઓ ગમે તે હોય પણ આ સગપણ એવું નાજુક હોય છે કે મૂર્ખાઓમાં જાણી જોઇને ઇર્ષા પેદા થઈ જાય છે. નણંદો બગડે તો ભાભીનું કાંઇ બગડતું નથી! સાસુને ઇજા પહોંચે તો વહુનું શું ગયું? પણ એ વાત નસીમા માટે નહોતી. કારણ કે તે જાણતી હતી કે આપણા કોઈ સગાનો નાશ થાય તે આપણા પોતાનો નાશ થવા બરાબર છે. આપણી ફરજ એ છે જે અમે બીજાઓની મુસીબતપર આંસુ પાડીએ તો જાણી જોઇને આપણા કાળજાના કટકાઓને કેવી રીતે કુવામાં નાખી દઇએ. મારૂં તો દિલ એવું છે કે હું પડોશીઓની મુસીબતપર રાત દિવસ રડું છું અને હું માનું છું કે આમાંજ માણસાઈનું તત્વ છે. માતુશ્રીને ગુજર્યાને આજ કાલ કરતાં વર્ષ થવા આવ્યું છે. તમે આજ દિવસ સુધી પૂછ્યું નથી કે આ કમનસીબ બ્હેનો શું

કરે છે ! અને કેવી રીતે પોતાની જિંદગી કાઢે છે ! ઇદને દિવસે તમે દોઢસો પોણાબસો રૂપિયાનું લુગડું ખરીદ કરી લાવ્યા તે વખતે તમારી બ્હેન હાજરા તમારી સામું જોઈ ચૂપ થઈ ગઇ. જો તમે એક ઓઢણીનું લુગડું આ કમનસીબ બ્હેનો માટે લીધું હોત તો શું થાત ! મારાથી બને તેટલી કોશીશ કરી હું રાજી કરૂં છું. મ્હેં એકને બદલે છ ઓઢણીઓ બનાવી આપી છે. પરંતુ તમારી વાત નોખી. માતુશ્રી આજે કબરમાં સૂતાં છે. બાપને એઓએ પોતાની આંખે જોએલ નથી. હવે તમે એકલાજ એમના વારસ છો. જો તમે એમનાથી દૂર રહેશો તો કાળજા સાથે કોણ ચાંપશે ! શું માતુશ્રીના શબ્દો તમને યાદ નથી ? તેઓએ તેમના હાથો તમારા હાથમાં નથી સોંપ્યા ? આ બાપડીઓ હમેશા તમારે બારણે એમ્જ્ઞા રહેશે નહિ. થોડા દિવસની મેમાનો છે. પછી એ કયાં અને આપણે કયાં ? દુનિયાંએ એમનાં લાડ છોડાવી દીધાં. માના મોતે એમના ઉમંગોનો છેડો આણ્યો છે, એમની બાજુ તૂટી ગઇ છે. એમનાં લાડ, પ્યાર રઝળી પડયાં છે. એમની કેડ ભાંગી ગઇ છે. એમનાં દિલ કરમાઇ ગયાં છે. પણ એમની ફરિયાદો, એમના નિસાસા દરિયામાં આગ સળગાવે તેવા છે. એઓ પારકા નથી પણ આપણા કાળજાના કકડા છે. એમની ખુશી નાખુશીમાં ભાગ લેવો એ આપણી ફરજ છે. આ બધી હકિકત તમારી આગળ મેલત નહિ પણ હું લાચાર છું કે રાબીયા બુરી ભાભીના સંગમાં બરબાદ થાય છે. જો હું છાની રહું તો ઘણા જલદી એનો જાતિ સ્વભાવ, એની આદત તથા વિચારો દ્દઢ થઇ જશે. દુનિયાં જાણે છે કે એની જોખમદાર હું છું તો મારૂં નાક કપાઇ જશે માટે જો એનું તમે ભલું ચાહો તો કાંઇ બંદોબસ્ત કરો; હમણાં તેણીનો સુધારાપર આવી જવાનો વખત છે માટે જો તમે વધારે બેદરકાર રહેશો તો પછી તે ટાઢું લોઢું ટીપવાથી જેમ સુધરી શકતું નથી તેમ સુધરી શકશે નહિ.

વહુનો કાગળ વાંચતાંજ કસીમની આંખોમાંથી અશ્રુધારા

વહેવા લાગી. આવતો દિવસ રવિવાર હોવાથી શનિવારની રજા લઈ ઘેર આવ્યો અને વહુ તથા બ્હેનોને પલવલ તેડી ગયો.

## પ્રકરણ ૧૦ મું.

અહિં પહોંચ્યા પછી નસીમા જુએ છે તો ઘરનો રંગ જુદોજ દેખાયો. નોકરે તો એવી લૂંટ ચલાવી હતી કે ખુદા પનાહમાં રાખે! પહેલાં તો કુલ ચીજો વાણીઆની દુકાનેથી ઉધાર લાવવામાં આવતી હતી, તે પણ વળી રોજે રોજની. દરેક ત્રીજે દિવસે એક રૂપિયાનાં લાકડાં જોઈતાં હતાં. ઘરનો મામલો અચંબો પમાડે એવો હતો. ધણીના સુવાનો પાટીનો પલંગ તો પડી રહેવા લાયક હતો. બીજી જે ચીજો ઘરમાં હતી તે ઘણી ખરાબ હાલતમાં જોવામાં આવી. નાના મોટા ગાલીચા જે નસીમાએ પોતાના ધણીને આપ્યા હતા તેના પર શાકના ડાઘા પડેલા જોવામાં આવ્યા. અધુરામાં પૂરૂં વળી એ થયું કે ઉંદરોએ કાતરી કાતરીને મોટાં કાંણાં પાડી દીધાં હતાં. મતલબ કે જે તરફ ઘરમાં જોવામાં આવે તે તરફ એક કઢંગો દેખાવ જોવામાં આવતો. ધણીના કચેરીમાં ગયા પછી તરતજ તેણીએ મેલાં લુગડાં પહેરી, ઘર સાફ કરવામાં એવી તો મચી કે કચરાના ટોપલા ભરી દીધા એટલુંજ નહિ બલ્કે ગાડાંઓ ભરાઈ જાય એટલો કચરો કાઢયો. ઓરડાઓ તથા ઓશરીઓમાંથી ઝાડુ કાઢી સાફ સુફ કરી નાખ્યા. વળી પથારીઓને એવી તો સાફ સુફ કરી અને ભોંય પર શેતરંજીઓ એવી રીતે પાથરી કે ઓશરીઓ પોતાની મેળે સામે હસી રહી છે. પાણીનાં માટલાંઓ ઉપર શેવાળ મણોબંધ જામી હતી તેથી તેમની જગાએ બીજાં નવાં માટલાંઓ મૂકી તેની ઉપર કલઇવાળા પ્યાલા મૂકવાથી ઘરની ખુબસુરતી કંઈક જુદીજ રીતે દેખાઈ. રસોડાને જુએ છે તો તેમાં ગણત્રીના માત્ર ત્રણ ચૂલા હતા તે પણ વળી બીમાર હાલતમાં તેથી તેને પણ સારી રીતે સમાર્યા અને

ધણીના આવતાં પહેલાં ઘર ઠીક ઠાક કરી નહાઈ ધોઈ નવી પરણેલી સ્ત્રીની માફક તૈયાર થઈ બેઠી.

કસીમ કચેરીએથી આવી જુએ છે તો આટલું મોટું ઘર જે ઉજ્જડ જંગલ જેવું દેખાતું હતું તે હમણાં પોતાની મેળે આંખમાં સામે આવી બોલી ઉઠે છે. દરેક ચીજ નિયમસર ગોઠવી, સારી ઢબથી શણગારેલી અને પથારીઓ સફેદ દેખાવા લાગી. વાસણો અરીસા માફક સાફ દેખાવા લાગ્યાં. ઓશરીઓ દુરસ્ત કરી ઓરડાઓને સારી રીતે સાફ સુફ કરવાથી સ્વચ્છ દેખાવા લાગ્યા. ભીતા કબાટો એવા ખરાબ હાલતમાં હતા કે તેમાં કબૂતરોનાં ઈંડાં હતાં, કમાનોમાં ખીસકોલીઓની હગાર ચારે તરફ હતી. હમણાં તેઓ એવાં દેખાવા લાગ્યા કે બધી બાજુએ ઝગ ઝગ થઈ રહ્યું છે. નોકરો વિષે પૂછો તો તેઓ પહેલાંના જૂના પણ ઘરડા હતા. સૌથી વધારે નવાઈની વાત એ હતી કે કસીમને તેઓએ તેના બાપના વખતમાં રમાડેલો હતો. ટૂંકમાં તેઓની હાલત એ હતી કે કોઇ દિવસ કદાચ ભૂલથી ઘર સાફ સુફ કરી લેતા અને જો વધારે મહેરબાની કરે તો તેઓ ઓશરી સુધી ઝાડુ કાઢતા તે પણ વળી બિલાડી પંજા મારે તેમ કચરો ઉપાડી અગાશીમાં ઢગલો કરી દેતા. જે ઘરને આઠ આઠ દિવસો સુધી ઝાડુ ન મળે ત્યાં છોડાંઓના ઢગલા, કચરાનો ગંજ, માટીની ટેકરીઓ અને રાખોડીની પથારીઓ સિવાય બીજું શું જોવામાં આવે! કસીમને વહુની રીતભાત જોવાનો આ પહેલો પ્રસંગ ન હોતો. પરંતુ પોતાના ઘરનો આ હેરત જેવો ફેરફાર જોવાનો જરૂર પહેલોજ પ્રસંગ હતો. વળી વહુને જોઈ તો તે પણ નહાઈ ધોઈ કલઇ ચઢાવેલ પાનદાન પોતાની આગળ મૂકી સોપારી કાતરતી હતી તેથી તે ઘણોજ ખુશ થયો. નસીમા એક દાસી પોતાની સાથે લાવી હતી. કસીમે લુગડાં ઉતાર્યાં તો દાસીએ દોડી કપડાં લઇ ખુંટી ઉપર ટાંગ્યાં. નાની બ્હેન જે ઘણી તોફાની હતી તે ઝટ લઇને ચા લાવી; પરંતુ ભાભીની વારંવારની શિખામણોએ થોડાજ કલાકમાં અસર કરી દીધી. કસીમ ચા પી

રહ્યો કે તરતજ પાન લઇને દોડી આવી. કસીમ પાન ખાઇને પલંગ પર પડયો. પછી વહુ અસરની નમાજ પડી રસોડામાં ગઇ. એટલામાં દાસીએ લોટ બાંધ્યો. વહુએ દાળ શાક, ચોખા તૈયાર કર્યા. ચાર પાંચ માણસોનું રાંધવું તો શું? જોત જોતમાં રસોઇ મગરેબ પહેલાં તૈયાર થઇ ગઇ.

## પ્રકરણ ૧૧ મું.



કસીમને આખા દિવસનો થાક અને ઉજાગરો હોવાથી ખાધા પછી તે નિદ્રાવશ થઇ ગયો. નસીમા બંને નણંદોને શીખવવા લાગી. ત્યાર પછી તે બંનેને પોતપોતાની પથારી પર સૂવાડી, વજુ કરી ખુદાની બંદગી કરવામાં હાજર થઇ, અને રડી રડીને તેની આગળ દુવા માગવા લાગી. ઘણી આજીજી સાથે ખુદા તરફ ધ્યાન લગાડયું. જ્યાં સુધી અમારા જાણવામાં આવ્યું છે ત્યાં સુધી નસીમાની દુઆઓ હમેશાં પોતાને માટે થોડી અને બીજાં-ઓને માટે વધારે હતી. શિયાળાની રાત્રે જે દુઆ ઇશા પછી નણંદને યાદ કરાવી હતી તે નીચે પ્રમાણે હતી :—

સાચા ખુદા! રાત્રિએ પોતાનો એક ભાગ પૂરો કર્યો. સારા તેમજ નરસા આખા દિવસથી થાકી તારા ઘણા ખરા બંદાઓ નરમ ગરમ પથારીઓ ઉપર તારી કુદરતના બંદોબસ્તને સંપૂર્ણ કરે છે. અરે બંને દુનિયાના ધણી! તે વખતે તારી ખરાબમાં ખરાબ લોંડી હાજરા તારી આગળ હાજર થઇ છે! અરે સાચા ધણી! આ વખતે મને જોવાવાળો તારા સિવાય બીજું કોઇ નથી. અરે જોનાર, સાંભળનાર, કબૂલ કરનાર ધણી અમારા ગુના માફ કર. અરે બાદશાહોના બાદશાહ! નાઉમેદની ઉમેદ પૂરી કર, નિર વંશીઓને ઓલાદ આપ, જે ઘરમાં બ્હેનો હોય ત્યાં ભાઇ આપ, કેદીઓને મુકત કર, બીમારોને સાજાં કર, મોહતાજોની હાજત પૂરી કર, પૈસાદારોનાં દિલ સખી કર, ગરીબોને સબુરી આપ, સત્યવાદીઓ કે જૂઠાઓ સર્વેનું ભલું કર, ઓ જગત્કર્તા! તેં માંસનાં લોચાને જીવ આપ્યો. જીવને ઇમાન આપ્યુ. અરે બંને દુનિયાનાં

ધણી ! અમારી જીભમાં અસર આપ, અમારા આશીર્વાદોને અસરકારક બનાવ, વિધવાઓ ઉપર દયા કર, યતીમો ઉપર ઉદારતા બતાવ, લાચારોને મદદ કર, અરે હકીમોના હકીમ ! દોસ્ત કે દુશ્મન, સગાં કે સ્નેહીઓ, બધાંને બંને દુનિયાની રિધ્ધિ સિધ્ધિ આપ. અરે ! ધણીઓના ધણી ! અહીં આબાદી આપ, ત્યાં સ્વર્ગમાં જગા આપ. અરે સાચા બાદશાહ ! દુનિયાં નિદ્રાવશ થઈ છે !, પરંતુ તારો દરબાર ખુલ્લો છે. મારા જેવી ભીખારણનો સાદ ખાલી મોકલીશ મા. યતીમની દુઆ સાતમા આસમાન સુધી પહોંચાડ. અરે સર્વવ્યાપક ખુદા, કબરના અજાબથી, કયામતના જવાબથી દોજખના ગજબથી, પુલસરાતના ડરથી, બચાવ ! બચાવ ! અરે સાચા રક્ષણ કરનાર બચાવ ! મને બચાવ ! મારાં માબાપને બચાવ ! બધા મુસલમાનોને બચાવ !

---

## પ્રકરણ ૧૨ મું.

---

નસીમાને પોતાના ધણી સાથે રહેતાં લગભગ વરસદહાડો થવા આવ્યો. જોકે આ અરસામાં તેણે જે સઘળી વાતો અનુભવી તે લગ્ન પછી એક સુશિલ વહુએ અનુભવવી જોઇએ તે અનુભવી હતી. તે પોતાના ઘરની સ્વતંત્ર માલિક હતી. કસીમની તાકાત નહતી કે તે એક મિનિટ માટે પણ તેની રજા વગર બહાર જઈ શકે, અથવા વહુની સલાહ વગર એક પણ પૈસો ખરચી શકે. પરંતુ તે સારી પેઠે જાણતી હતી કે મરદનો ભરૂસો નથી. ધણીએ તો દુનિયામાં શું જોયું છે ? હજી તેનો કોઇ દોસ્ત કે સ્નેહી નથી જોકે તે ભોળો અને તેનું દિલ ચોકખું છે તોપણ શું ? ભૂતનું ઠેકાણું આમલી. એટલે કચેરી કે ઘર બેજ જગા છે—હાલમાં આવવા જવાનાં સ્થળ આ બેજ છે. પરંતુ જો મોહક ચીજોથી પરહેજ કરે અને લોભાવે એવી ચીજોથી દૂર રહે તો સમજવું કે એ મહોબત ભવિષ્ય સુધી ટકશે અને હંમેશાં કાયમ રહેશે.

એજ વિચારમાં હમેશાં ઘોળાયાં કરતી હતી. એ બાબત સિવાય તેની જિંદગીનો આ વખત એવો ઉત્તમ વીત્યો કે ખુદા દુનિયાની સઘળી દીકરીઓને નસીબદાર બનાવે.

સ્ત્રીજાતિનો સૌથી મુખ્ય ગુણ લાગણી છે. જે નસીમા પોતાની સાથે ફોઇના તરફથી પહેરામણીમાં લાવી હતી. તે પલ-વલમાં પણ પૂર્ણ પ્રકાશ્યો. જોકે કસીમ નાયબ તહેસીલદાર, આબરૂદાર અને સારો પગારદાર હતો, તોપણ પટાવાળાઓ કે ડેલીવાળા સિવાય કોઈપણ એટલું જાણતા નહોતા કે આ ઘરમાં કોણ રહે છે? એટલે સુધી કે કોઈપણ ભિખારી ભૂલેચૂકે તેને ઘેર જતો નહતો: કારણ કે કોઇ અમુક ભિખારીને પહેલાં તેની ડેલીપરના કુતરાંએ કરડયો હતો. તેથી એજ નામથી ઘર ઓળખાતું હતું. પરંતુ નસીમાએ ઘરમાં પગ મૂકતાંજ તેણીએ મહોલ્લામાં રહેનારા લોકોની તપાસ કરી કે કેવા અને કઇ કઈ જાતના લોકો રહે છે. આ મહોલ્લો ગરીબોનો હતો. આસપાસ કોઈપણ ગૃહસ્થ ઘર હતું તો તે કસીમ સાહેબનુંજ હતું. તે સિવાય બેએક પ્રખ્યાત જમીનદારોનાં ઘર હતાં. વળી તે પણ આ વરસના પૂરને લીધે તેમની અમીરીનો નાશ થઇ ગયો હતો. તે મહોલ્લામાં જે ઘરની તપાસ કરી તેની સ્થિતિ ગરીબી દેખાઈ. અને જે જે સ્ત્રી મળી તે તે મુસીબતમાં માલૂમ પડી. તે મહોલ્લામાં ગરીબી હાલત એવી હતી કે કડકડતી ઠંડીમાં એક તો શું પણ પંદર વીશ ઘર એવાં હતાં કે જ્યાં શરીર ઢાંકવાનું કાંઇપણ સાધન નહતું. કેટલાંક માણસોની પાસે ઘણાં વરસોની ફાટેલી રજાઇ ભાગ્યે હોય જે ઓઢવામાં આવે. કેટલાંક ઘરોમાં ધણી ધણીઆણી, બાળ બચ્ચાં વગેરે લપટાઇ રહી રાત કાઢતાં. એ વાત અશકય હતી કે નસીમા આ મહોલ્લામાં આવી અજાણી રહે, અથવા તો વાકેફ થયા પછી અજાણી થઇ જાય. તેણીએ પચાસ રજાઇઓ તૈયાર કરાવીને વહેંચી આપી. એટલુંજ નહિ બલ્કે બંને વખત (સવાર સાંજ) ખાતાં પહેલાં ઘણાં ઘરોમાં ખાવાનું મોકલી ઘણાં છોક-રાંઓને પોતાને ઘેર તેડાવી ખવડાવતી કે ખુદાએ આપેલી ચીજનો

એક ભાગ ખુદાના બંદાઓ પાછળ ખરચે અને ત્યાર પછી પોતે ખાતી.

માબાપ વગરનાં છોકરાં છોકરીઓને જેઓનો ખુદા સિવાય બીજો કોઈ વાલી નથી, અને જેઓને બંને વખત રોટલીનો કઠકો ન મળે એવાંઓને કસીમના કચેરીમાં ગયા પછી તરત ખવાડતી.

સુબેદાર એહમદ અલીખાનની મોટી દીકરી એના ઘરથી કદાચ પચાસ ડગલાંપર રહેતી હશે. આ કમનસીબના માથાપરથી માબાપ, ધણી, જેઠ વગેરેનો છાંયો ઉપડી ગયો હતો. એ બાઈનો ધણી બે નાની દીકરીઓ તથા એક આઠ વરસનો દીકરો મૂકી મરણ પામ્યો હતો. તે વિધવા બાઇએ ઘરમાં જે સરસામાન હતો તે વેચી સાટીને લગભગ પાંચ છ મહીના કાઢયા, પણ હવે કંઇ બાકી રહ્યું નહતું. જ્યારે ભૂખ્યાં રહેવાનો વખત આવ્યો ત્યારે તેણીએ પોતાનો દીકરો ઝહીર કસીમને સોંપી દીધો. તે છોકરો ચલમો ભરી પેટ ભરતો. નસીમા તે વખતે એક છોકરાની મા હતી. જે દિવસે સવામહીનો નહાઈ ઉઠી તે દિવસની ધામધૂમ ખાસ કરી એક વિવાહ કરતાં મોટી હતી. સઘળાં સગાં વહાલાંઓ તે દિવસે એકઠાં થયાં હતાં. જૂદી જૂદી જાતનાં સારાં ખાણુંઓ રંધાયાં હતાં. અને જૂદી જૂદી જાતના તાયફાઓ ગાનતાનમાં મચેલા હતા. કસીમે હુક્કા માટે ઝહીરને હાક મારી. તે છોકરો માત્ર આઠ વરસની ઉમરનો હતો અને તે સવારથી ભૂખ્યો હતો તેથી રડતો રડતો માની પાસે ચાલ્યો ગયો. પરંતુ ત્યાં પણ ખુદાના નામ સિવાય બીજું કાંઇ નહતું. જ્યારે તે આંસુ લૂછી પાછો આવ્યો ત્યારે કસીમે એની ગેરહાજરીને સખ્ત ગુન્હો સમજી નેતરની સોટી પાંચ છ ઘણા જોરથી લગાવી દીધી તે નિર્દોષ છોકરાએ રડતાં રડતાં હુકકો ભર્યો. પછી એક ખૂણામાં બેસી પોતાના બાપને યાદ કરી ડસકાં ભરવા લાગ્યો. કસીમે પાન મંગાવ્યાં. છોકરો ઓરડામાં લેવા જતો હતો એટલામાં તેને પલંગની ઠોકર લાગી, તેથી તે ઉંધે માથે પડયો.

કાથાની વ્યાલી પહેલાંથી ઢોળાઇ ગઇ હતી. પરંતુ નાલાયક શબીયાએ તરતજ તેનું નામ લીધું. નસીમાએ જોયું તો આખો ગાલીચો કાથાથી રંગાઈ ગયો હતો જો કે તે ઘણી દયાળુ હતી તોપણ તેણીને એવો ક્રોધ ચઢયો કે ઝહીરનો કાન પકડી ચાર પાંચ તમાચા માર્યા અને એક બે મૂકીઓ મારી. છોકરો પોતાના નિર્દોષપણા માટે બહુ રડયો તોપણ નસીમાને જરા પણ ખાત્રી થઇ નહિ.

ઝહીરની મા ગમે તેટલી આફતમાં સપડાયલી હતી તોપણ ખરી રીતે તે એક સારા ખાનદાનની સૈયદાણી હતી એની આફત એક કાળચક્રનો ખરેખરો ફોટો હતો. નસીમા આ મહોલ્લામાં આવ્યા પછી પણ એણે આફતોનો અનુભવ મેળવ્યો હતો. સૈયદાણી તથા તેનાં છોકરાંઓને ઘણા દિવસની લાંઘણ હતી અને અનાજનો એક પણ દાણો મોંમાં ગયો નહતો. પરંતુ તેણે નસીમા આગળ હાથ લાંબો કર્યો નહિ. રહેવાના ઘરનું ભાડું બેંતાલીસ રૂપિયા સુધી ચઢીગયું હતું. તેથી ઘરનો માલિક જપ્તીની ટાંચ લઇને આવ્યો એટલે ભાગ્યહીન સૈયદાણી એક ધોળી ચાદર ઓઢી ઘરમાંથી બહાર નીકળી કસીમ પાસે આવીને કહ્યું—

“મારા ઘરમાં કાંઈપણ નથી પરંતુ ઘરડાં વડવાંઓની લાજ ખાતર મુંગે મોઢે બેઠી છું. હું પોતે તમારો હુકકો ભરનાર છોકરાની મા છું. પણ હું એક કુળવાન બાપની દીકરી અને તહેસીલદાર ધણીનાં નામને બદનામ કરનારી વિધવા છું. જે સઘળાં આ મહોલ્લામાં રહે છે. તેઓ તેમને (ધણીને) સારી રીતે ઓળખે છે. જો ઘેર જપ્તી આવશે તો અમારી આબરૂ ધૂળધાણી થઈ જશે. માટે મારી પાસે આ એક અંગુઠી જે મારા ધણીની અનામત છે એટલે કે જે તેમની મહોબતની નિશાની છે તે હું આ લાચાર સમયે તમને આપું છું. મોટામાં મોટી આફતો વખતે પણ મારાથી નોખી પડી નથી. તહેસીલદાર સાહેબ!

ભૂખથી મારી શુદ્ધ બુદ્ધ ઠેકાણે નથી આ પોષ માસની શરદી અને બરફ જેવી ઠંડીની રાતો ફાટેલી ગોદડીઓમાં બેસી બેસીને ગુજારીએ છીએ પરંતુ આ અનામતને મેં કાળજા સાથે ચાંપી રાખી હતી. તમે તો એક સાચા મુસલમાન છે. તો મારા પર એટલી મહેરબાની કરો કે જો આમાં ઘરનું ભાડું પતી જાય એવું હોય તો ખુદાને વાસ્તે મને આ આફતમાંથી મુક્ત કરો."

આટલું કહીને સૈયદાણીએ અંગુઠી આપી દીધી, અને રડતી રડતી પાછી ગઈ. ધણી ધણીઆણીએ આ અંગુઠી જોઈ તો તેમાં એક કીમતી હીરો ઝગઝગાટ કરી રહ્યો હતો. ઝવેરીની પાસે મોકલી તો તેણે ચારસો રૂપિયાનો અંદાજો કર્યો. કસીમે ભાડું પતાવી અંગુઠી પોતાની સ્ત્રીને પહેરાવી દીધી.

રાત્રે ખાણું ખવડાવતાં અને ભાણું મોકલતાં અગીયાર વાગી ગયા હતા, અને ઝહીર પણ તે દિવસે કામ કાજમાં હતો. ખુદા જાણે નસીમાને પણ આખા દિવસનો થાક હોય કે ગુસ્સો હોય અથવા તો ભૂલી ગઈ હોય કે જાણી જોઇને તેણે તે દિવસે ઝહીરને ખાવાનું આપ્યું નહિ અને પલંગપર જઇને સૂઈ ગઈ. સાચું પૂછો તો ઝહીર કાલ સાંજથી ભૂખ્યો હતો. આજે એક પછી એક છ પહોરની લાંઘણ અને કામના દબાણથી તે તદ્દન લોથપોથ થઈ ગયો. તેણે જોયું તો માથાપર આકાશ જે આખા દિવસના જૂદા પડેલા તારાઓને ખોળામાં લઇ ઉભું હતું. તે જોઇ તે વખતે તેને બાપનો પ્રેમી ખોળો યાદ આવ્યો. અને તે ભૂખ્યો અનાથ છોકરો નસીમાના પલંગ પાસે પડી સૂઇ ગયો.

નસીમા પોતાના પલંગપર સૂતી હતી, વીજળીની બત્તી ધડધડ બળતી હતી અને અંગુઠીના હીરાની જોત પ્રકાશતી હતી ત્યારે પેલી સૈયદાણીની વાતનો વિચાર આવ્યો. તુરતજ કાળચક્રનો ભયભીત ફોટો આંખ સમક્ષ આવી ઉભો રહ્યો. એવી સ્થિતિમાં આંખ લાગી તો જુએ છે કે બાપ સામે ઉભો રહી કહે છે—દીકરી ! દુનિયાની ક્ષણ ભંગુર ખૂબીઓપર ફૂલાઈ જઇ ખુદાને

તદ્દન ભૂલી ગઈ. હે નસીમા ! વિચાર કર અને મનમાં તોલ કર કે આ અંગુઠીપર તું ફૂલાય છે તે તને મોટી શિખામણ આપે છે. દીકરી ! જે ચીજે તેના માલિકને વફા કરી નથી તે તારાથી શું કરશે ! પેલી સૈયદાણીનો નસીબ તારા કરતાં વધારે ચમકતો હતો. પરંતુ આજે કાળચક્રને લીધે તેનો નસીબ ધૂળ સાથે મળી ગયો. હે નસીમા ! કોનાપર આ વડાઇ અને મોટાઈ રાખે છે ? આફતમાં સપડાયેલી બ્હેને તારી આગળ હાથ લાંબા કીધા અને તારા ઘરથી ખાલી હાથે ગઇ. તેં તેની પાસેથી તે ચીજ છીનવી લીધી જે તેના એક આખી ઉમરના દોસ્તની નિશાની હતી; અને આજ અઢાર માસ પછી તેની પાસેથી આ અંગુઠી નોખી કરાવી. હે નસીમા ! શું આ દુનિયાં તારાથી આંખો નહિ ફેરવે ? હે નસીમા ! મારો આત્મા થરથર ધ્રુજ્યો, જ્યારે નિરપરાધીપર તેં ઇજા પહોંચાડી. હે નસીમા ! નવમણ બીરયાનીમાં એક—પણ ચોખાનો દાણો સૈયદાણીના યતીમ અનાથ છોકરાને માટે ન મળ્યો કે જે તારે બારણે આખો દિવસ તારૂં કામ કરીને છ વખતની લાંઘણ ખેંચી પડયો છે. હે નસીમા ! દુનિયાં ક્ષણભંગુર છે અને મોત નક્કી પાસે ઉભું છે. હિસાબ આપવો પડશે અને કયામતનો વાયદો સાચો છે. માટે ખુદાથી ડર, અને એવા જુલમ ન કર અને અમારા આત્માને ન કંપાવ !

## પ્રકરણ ૧૩ મું.

નસીમા જેવી દયાળુ સ્વભાવની સ્ત્રી જે, જુલમ તો મોટી ચીજ છે, પણજરા કોઈનું દુઃખ સાંભળી લે તો તુરત ધ્રુજી જાય તેવી હતી. સ્વપ્નામાં બાપનો રોષ ભર્યો ચહેરો જોતાંજ કાંપી ઉઠી. જોકે તે ક્રોધમાં હતી તોપણ આ મોટો ભેદ જાણવા ચાહતી હતી કે કોઈપણ રીતે બાપને પગે પડી આ ગુન્હો માફ કરાવે, અને ભવિષ્ય માટે પશ્ચાતાપ કરે ! પરંતુ ત્યાં શું હતું !

આંખ ઉઘાડી તો તેજ હીરાની જોત બત્તીમાં ઝગઝગ પ્રકાશતી હતી. વજુ કરી નમાજ પડી. લાંબા વખત સુધી સીજદામાં પડી રડયા કીધું. તેણી ઉઠીને ઝહીરને જગાડી પોતાના કાળજા સાથે ચાંપ્યો અને ખાવાનું આપ્યું. સવારે તે તેની મા પાસે ગઇ અને અંગુઠી પાછી આપી દીધી, અને મનમાં એવું ધારી લીધું કે જ્યાં સુધી ઝહીરની મા અને તેનાં છોકરાંઓને ખાવાનું ન મળે ત્યાં સુધી ખાવું પોતે ગેરવાજબી સમજતી. ધણીના તરફથી કઇક સંતોષ મળ્યા પછી હમણાં નસીમાને સૌથી મોટી ફીકર નણંદો વિષેની હતી. રાબીયાં તો ભાભીજી કરતાં એક મુઠી ઉંચી વધી ગઇ હતી. તે મોટી ઉમરની, બદ મિજાજ, હિંમતવાન, હૈયાની ફૂટેલી હોવાથી સીધા રસ્તાપર આવવું એ કાંઇ સહેલું કામ નહતું; પરંતુ ખુદા જાણે નસીમાની જીભમાં જાદુની અસર કે વાતમાં શું કરામત હતી? કે જ્યારે તે બોલે કે તરતજ ગમે તેવો કઠણ હૈયાનો માણસ હોય તોપણ તેનાપર તરતજ અસર થઈ જતી હતી. તે સારી રીતે જાણતી હતી કે રાબીયાં ક્રોધ કે ગુસ્સાથી કાબુમાં આવે તેવી નહોતી. તેની આદતો જોકે ગમે તેવી ખરાબ થઈ ગઇ હતી તોપણ તે નાદાન છોકરી હતી; અને તે પણ અનુભવ વગરની! કારણ કે જે રસ્તે તેણીને થોડી મહેનતથી દોરવાય તે રસ્તે દોરાય તેવી હતી. તો આજીજી અને કાલાવાલા કરી એનું દિલ હાથમાં લેવાય તો ઠીક એમ તેણે ધાર્યું. મતલબ કે કોઇપણ રીતે તેણીને રસ્તે લાવી. તેજ રાબીયાં જે ભૂલેચૂકે પણ નમાજનું નામ ન લે, તે માત્ર ત્રણજ મહિનામાં એવી તો નમાજી થઈ ગઈ કે નસીમાથી પણ વહેલી ઉઠતી અને બાંગીની બાંગ સાથે નમાજ અદા કરતી. વળી તે એવી ટેવાઇ ગઈ હતી કે વાંચવા લખવાથી તેને કંટાળો ઉપજતો હતો, અને ચોપડીના નામથી અભાવ ધરાવતી હતી. હમણાં એવા રસ્તા ઉપર આવી ગઈ કે નસીમા શીખવતાં શીખવતાં કંટાળી જતી પણ તે તેણીનો કેડો મૂકતી નહિ. એક દિવસે તેણે કોઇ અમુક મુલ્લાંના પુસ્તકમાં લોંચાલની હકીકત વાંચી, જે આ પ્રમાણે હતી:—

પૃથ્વી એક ગાયના માથાપર અને તેમાં પણ માથા ઉપરનાં એક શીંગડા ઉપર છે. અને જ્યારે ગાય થાકી જાય અને શીંગડું બદલવા ચાહે ત્યારે એક આંટો લઇ સઘળો બોજો બીજા શીંગડાપર મૂકે છે. જેથી ધરતીકંપ થાય છે.

રાબીયાં ઘણા ધ્યાનથી અને ઘણા જોરથી વાંચતી હતી, તે વખતે નસીમા રસોડામાં હતી. વાંચવું સાંભળતાંજ એવા જોરથી હસી કે પોતાની જાતને કાબુમાં રાખી શકી નહિ અને તે બહાર આવીને નણંદને પૂછવા લાગી કેઃ—

આ કઇ ચોપડી છે? શું નામ છે?

રાબીઆં—ઈસરારે કુદરત છે.

નસીમા—કયા વિદ્વાને લખી છે?

રાબીયાં—અબ્દુલઅલી નામના કોઈ મોલવી છે.

નસીમા—મને જોવા આપો.

રાબીયાં—લો, ત્યારે.

નસીમાએ રાબીયાં પાસેથી ચોપડી લઇ બે કકડા કરી ચૂલામાં નાખી દીધી, અને કહ્યું કે આવી જૂઠી ચોપડી તમારે કદી વાંચવી નહિ. મેં અગાઉ તમારી પાસેથી એક ચોપડી ફેંકી દેવરાવી હતી. જે મસાણ બાબતની હતી. આ ચોપડીવાળા તો તેનાથી પણ અક્કલમાં વધી ગયા! તેતો ઠીક પણ તમને સમજ નથી કે શું? કે આખી પૃથ્વી એક ગાયના શીંગડાપર છે. બાઇ, એતો અજ્ઞાનીઓની જૂઠી વાતો છે. લોકો મોલવી બની, આ નકામી વાતોપર ધર્મનો રંગ એ માટે ચઢાવ્યો છે કે સાચાઓ પણ આ જૂઠાઓની આગળ રડે. લો, ત્યારે ધરતીકંપ વિષેની હકીકત મારે મોઢે સાંભળોઃ—

તમે તમારી ઉમરમાં ઘણાં પહાડો જોયા હશે. જ્યારે આપણે મુંબઈથી આવતાં હતાં ત્યારે રસ્તામાં ઘણે દૂર સુધી (કદાચ તમને યાદ હોય તો) લંબાયલા જબરા પહાડો જોયા હતા. આવી જાતના કેટલાક પહાડો એવા હોય છે કે જેને જવા-

ળામુખી કહે છે. તેઓમાં ગરમ તત્વ હોય છે જે ઓગળ્યા કરે છે. તમે જાણો છો કે બે પત્થર ઘસવાથી કેટલીક વાર અગ્નિની ચિણગારીઓ ઉત્પન્ન થાય છે. તમારે દૂર સૂધી નજર પહોંચાડવાની જરૂર નથી; કારણ કે તમે વારંવાર જોયું હશે કે ઘોડાની ખરીની નાલમાંથી જ્યારે તે જમીનપર ઘસીને ચાલે છે ત્યારે આ અગ્નિ ઉત્પન્ન થાય છે. અસલના વખતમાં જ્યારે દીવાસળી વગેરેનો ચાલ નહતો ત્યારે લોકો ચકમક પત્થરથી અગ્નિ ઉત્પન્ન કરતા હતા. અગ્નિનું જે તત્ત્વ આ પહાડોમાં ઉત્પન્ન થાય છે તે વૃદ્ધિ પામતાં સઘળા પહાડો એથી ઉભરાઈ જાય છે જ્યારે તે પહાડો ફાટે છે અથવા આ લ્હાવા રસનો ઉભરો આવે છે ત્યારે લાખો ગાઉ એના પત્થર જઇને પડે છે. એની હકીકત તદ્દન એવી છે કે, જેવો તમારી તપેલીમાં ઉભરો આવે છે. ખરી રીતે એની અસરને લીધે પૃથ્વીને જે ધક્કો પહોંચે છે તેને ધરતીકંપ કહે છે. વળી એકજ વખતે આખી પૃથ્વીપર ધરતીકંપ થાય એ બનવા સંભવ નથી. જે દેશો આવા પહાડની પાસે હોય છે ત્યાંજ એની અસર થાય છે. ઇટાલીમાં આવી જાતના જ્વાળામુખી પહાડો ઘણા છે. ત્યાં ઘાણું કરીને ધરતીકંપ વિશેષ થાય છે. એક વખત એવું બન્યું કે એકાએક એવો પહાઢ ફાટયો જેથી લાખો માણસો મરી ગયાં. જેમ ચકલીઓ આકાશમાં ઉડે છે તેમ બધી તરફ પત્થરો ઉડી ઉડી પૃથ્વીપરના માણસો ઉપર વરસે છે. તો બાઈ, ખુદા સઘળાઓને એવા વખતથી બચાવે. આમીન ! હવે તમે સમજી ગયાં હશો કે ધરતીકંપ શું છે. ત્યારે હવે કહો કે તમારી ચોપડી બાળવાને લાયક હતી કે નહિ? હવે હું તમને મસાણ વિષેની હકીકત કહી સભળાવું. મસાણ શું છે? અને અજ્ઞાન સ્ત્રીઓ એના વિષે શું સમજે છે?

એવી સ્ત્રીઓ ઘણી થોડી હશે કે જેનાં છોકરાંઓ આવા ટુચકા-અને ઉતારા અથવા તાવીજોથી કે ધંતરમંતરના દોરાઓથી બચ્યાં હોય? સાધારણ રીતે છોકરાંઓના મોતનું કારણ મસાણ

છે એમ તેઓ સમજી લે છે; પણ મસાણ છોકરાંઓ ઉપર મોહ પામી તેઓને લઇ જાય છે, એ વિચાર તદ્દન ખોટો છે. દાખલા તરીકે કોઈ અમુક સ્ત્રીના એક પછી એક એમ બે બાળક મરી ગયાં હોય તો એક કે બે નહિ પરંતુ સઘળાં કુટુંબનાં માણસોને એમના મરણનું કારણ મસાણ છે એમ માની લે છે. ખુદા પનાહમાં રાખે! મુસલમાન થઇને આવો વિચાર ધારણ કરવો એ કેવી શરમની વાત છે? એવી જાતનો એક રોગ સ્ત્રીઓને હોય છે જેને હીસ્ટીરીઆ કહેછે. આ રોગ જે સ્ત્રીને થાય છે તેને ભુત કે પિશાચની અસર થઇ છે. એમ માને છે. ખરેખર તે અજ્ઞાન લોકોની માન્યતા છે. હીસ્ટીરીઆ વિષે મેં એક ચોપડીમાં વાંચ્યું હતું કે એક અંગ્રેજની છોકરી આ બીમારીમાં પકડાઇ. જ્યારે તે બીમારીને લીધે બેશુદ્ધિમાં હતી ત્યારે તે કુરાન મજીદ વાંચવા લાગી. ત્યારે વિચાર કરો કે વિલાયતમાં એક અંગ્રેજ છોકરીનું છચોક કુરાનમજીદ વાંચવું એ કેવા અચંબાની વાત હતી. આપણા ધર્મમાં તો ભુતની સાબિતી આથી વધારે શું થઇ શકતી હતી? કેટલાક માણસો તો એને કરામત સમજતા હતા. પરંતુ ડાકટરોએ જ્યારે એની શોધખોળ કરી તો તેઓ એવા વિચારપર આવ્યા કે તે છોકરીનો બાપ મીસરમાં ફોજનો કર્નલ હતો. તે વખતે આ છોકરીની ઉમર ચાર વરસની હતી, અને હંમેશાં સવારે બટલરની પાસે રમવા જતી હતી ત્યારે તે વખતે તે કુરાનશરીફ વાંચ્યા કરતો હતો. અને તે બેએક કલાક ત્યાંજ રમ્યા કરતી હતી. તે વખતના શબ્દો તેના મગજમાં ઉતરી પડયા હતા. હમણાં જ્યારે તે બેશુદ્ધ હાલતમાં હતી ત્યારે મોઢે મગજમાંથી તેજ શબ્દો બહાર કાઢતી હતી. એવીજ હકીકતપણ મસાણ વિષેની છે. જ્યારે બાળકો માંદાં પડે છે ત્યારે લોકોને એવોજ વિચાર આવે કે એકાદ સફેદ મરઘી, બેએક બકરા અને કંઇક રોકડ રકમનું બલિદાન કરવું. મારાં સગાંઓમાં એક મારી કાકી હતી. તેના કરતાં વધારે કમનસીબ કોઈ બીજી સ્ત્રી ભાગ્યેજ હશે. છ બાળક, છ છ, સાત સાત વરસનાં એકજ રોગમાં અને એકજ મોસમમાં એમનો ખોળો ખાલી કરી ગયાં. તે બાપ-

ડીએ હજારો તાવીજના ઢોંગધતુરા કર્યા પરંતુ કાંઈ ફાયદો થયો નહિ. એમની બાબતમાં મને તો યાદ નથી કે કોઇને પણ મસાણના ટૂચકાથી છોડયો હોય. પણ એમાં એની મોટી ભૂલ હતી. જ્યારે તે ગર્ભિણિ હતી ત્યારે ભોગજોગે લેડી રે આવી પહોંચ્યાં. તેમણે કહ્યું હું ઈલાજ કરીશ. છોકરો પેદા થયો ત્યારે તેઓએ માનું દૂધ પાવા દીધું નહિ. અને બજારના દૂધથી ઉછેર્યો. હમણાં ખુદા જીવતા રાખે, ઘણાં બચ્ચાંઓની મા થઈ. નતો મસાણ કે જીન કે ભુત રહ્યા. તમે એક નામ મરત વિયાહી સાંભળ્યું હશે ! મીરત વિયાહી તે કમનસીબ બાળકોને કહે છે—જેની ઉપરના (પહેલાંના) ચાર પાંચ બાળક મરી ગયાં હોય અને તેર્થીજ તે હઠ કરે છે. જો એની હઠ પૂરી કરવામાં ન આવે તો તે લોટી લોટીને મરી જાય. તેથી તેની પરવરશી વિષે ઘણું ધ્યાન આપવામાં આવે છે. અને વખતે એવો નાશ થાય છે કે ખુદા પનાહમાં રાખે !

આવી જાતની માન્યતા રાખવી એ કેવો મોટો અધર્મ ! જાણે કે આવાં છોકરાંને બચાવવાની શક્તિ ખુદામાં ન હોય ? કારણ કે તેઓ એમ સમજે છે કે તેનો પેદા કરનાર અને મારનાર માત્ર મસાણજ છે. વળી તમે જાણો છો કે શીર્ક કેવી ખરાબ વસ્તુ છે અને કેવો મોટો ગુન્હો છે. પરંતુ પ્યારની ખાતર આ બેવકુફ માતાઓ બધું કંઈ કરે છે. ચાર રસ્તાઓપર બકરા બકરીઓ વગેરેનાં કાળજાંઓ અને મસ્તકો સુદ્ધાં રાખી પૂરેપૂરી મુશરીક બને છે. માટે યાદ રાખો કે, દરેક બીમારી માત્ર માણસ જાતના પોતાના શરીરમાંથી ઉત્પન્ન થાય છે. ગમે તો વૃદ્ધ હોય કે જુવાન. વળી છોકરાંઓને તે બીમારી જેને વિરાદ કે સાસણી કહે છે તે તેના અવયવો કમજોર હોવાને લીધે ઘણું કરીને આ બીમારી થાય છે. પણ એનો સૌથી સરસ ઉપાય એ છે કે બીમારી થાય તે વખતે લાલ નામનાં પક્ષીના લોહીનાં કેટલાંક ટીપાં ગળામાં ટપકાવવાં અને બનતાં સુધી કબજીયાત થવા દેવી નહિ, લો, ત્યારે હવે તમારા ધરતીકંપ અને મસાણ સર્વ વાતોનો ખુલાસો થઈ ગયો.

## પ્રકરણ ૧૪ મું.

દિવસે બંને છોકરીઓએ વાતો સાંભળી તે રાત્રે સૂતી વખતે સૂતાં સૂતાં ભુત, પિશાચ વગેરેનો વિચાર મગજ પર ભમ્યાં કરતો હતો. નસીમાનો એવો નિયમ હતો કે, જ્યારે બંને છોકરીઓ સૂઈ જતી ત્યારે સારી રીતે તેમને જોઇ રજાઇ ઓઢાડીને પોતે સૂવા જતી, અને કેટલીક વખતે એવું પણ બનતું હતું કે કોઈપણ ચોપડી લઇને વાંચવા મંડી જતી. આજે પણ તે સૂતી સૂતી પડી રહી હતી, ત્યારે વાંચતાં વાંચતાં આંખ લાગી ગઈ. તે વખતે રાબીયાંએ સૂતાં સૂતાં નસકોરાં વગાડવા માંડયા. તે એવા જોરથી કે તેની પાસે હાજરાં સૂતી હતી તે પણ જાગી ઉઠી. બીતાં બીતાં તેણીએ ભાભીને જગાડી અને કહ્યું કે ભાભીજી ખુદાને વાસ્તે જરા ઉઠો અને જુઓકે બાપડી રાબીઆં કેવી ખરાબ રીતે સ્વપ્નામાં બીધી છે કે બોલી શકી નહિ. નસીમા ઉઠી. આવીને જોઈ પાસું બદલાવી નંખાવ્યું. અને ત્યારપછી રાબીયાંને જગાડી તો તેનું શરીર ધ્રુજતું હતું. તે ઉઠીને ઉભી તો થઇ, પરંતુ બીક તેના મનમાં એવી પેસી ગઈ હતી કે કંઇ બોલવાનો ઇરાદો કરે કે બીજું નીકળી જાય. નસીમાએ પાણી પાયું. અને દીલાસો આપ્યો તો કહેવા લાગી કે ભાભીજી હમણાં તો તમારી પાસે મને સૂવાડો, સવારે આ ઘરને છોડી દેવાની તજવીજ કરો, કારણકે આ ઘરમાં કાંઇ છે. મેં જે કંઇ જોયું છે તે સવાર પડતાં કહીશ. પણ આ વખતે તો જો તમે મને મારી નાખશો તોપણ મારી જીભ કદી ઉપડી શકશે નહિ. પણ ખુદાને માટે આ ઘરને સવારેજ છોડીદો. રાબીયાંના આ આગ્રહ કરવા પર નસીમાએ મોં મલકાવીને કહ્યું.:—

" ઠીક હું તમારી સાથે સૂઈ રહીશ અને કાલેજ ઘર બદલી નાખીશું તમે બીજું થોડું પાણી પીઓ અને પાન ખાઓ તો તમારી તબીઅત જરા સુધારી જશે."

આશરે અરધો કલાક આ બનાવને થઈ ગયો ત્યારે રાબીયાંએ કહ્યું ભાભીજી, મેં એવું ખરાબ સ્વપ્નું જોયું કે, એક માણુસ લાંબો, કદ્દાવર, કાળો મોટા મોટા દાંત વાળો, લાંબા લાંબા પગવાળો, મારી પાસે આવી માથે ચઢી બેઠો. ઘણા ધક્કાઓ માર્યા છતાં પણ તે ખસ્યો નહિ. તમે મને જગાડી તો ઘણું સારૂં થયું; નહિતર તેણે મને ખાઈ જવા માટે મોઢું વિકાસ્યું હતું. એના દાંત એવા હતા કે મોટા સાવજને પણ નહિ હોય. ભાભીજી મને તો ખુદાએજ તે વખતે બચાવી.

હાજરાં—હાં, ભાભીજી ! ખુદા વાસ્તે આ ઘરને મૂકી દો. કારણ કે મેં પણ કેટલીક વાર આવાંજ ખરાબ સ્વપ્નાંઓ જોયાં છે. એક વખતે મારી પણ એવીજ સ્થિતિ થઈ કે બીકને લીધે આખી રાત ઉંઘ ન આવી. કેમકે મેં એક કાળો સીદી સ્વપ્નામાં જોયો હતો. હમણાં પણ આવો વિચાર જ્યારે આવી જાય છે ત્યારે ધ્રુજી ઉઠું છું. ઝહીર કહેતો કે આ ઓરડામાં એક સૈયદ સાહેબની કબર હતી પણ સરકારે હમણાં તેને પડાવી નાખી છે. નહિતર અહીં દરેક ગુરૂવારે ગાન તાન થતું હતું અને સવારે કોઇપણ જોવામાં આવતું નહિ.

રાબીયાં—જે મુગલાણી હિસ્સો લઇને આવી હતી તેણે પણ મને કહ્યું હતું કે અહીં એક સૈયદ સાહેબની કબર છે. માટે કોઈપણ જાતનું અઘટિત કામ કરશો નહિ, નહિતર આખી ઉમર ગુમાવી બેસશો અને પસ્તાવો કરવો પડશે.

નસીમા—સાબાશ ! ગાંડી છોકરીઓ ! સાબાશ ! અરે ભાગ્યશાળી છોકરીઓ ! એટલું તો દેખાડી આપો કે જ્યારથી દુનિયાં પેદા થઈ છે ત્યારથી આજ દિવસ સુધી કેટલાં માણુસો પેદા થઇને મરી ગયાં. તો આ સંખ્યાબંધ ખોળીઆંઓ કોઇપણ ઠેકાણે જરૂર દબાઇને ચાલી ગયાં હશે. તો છેવટે તમારી જમીન જે આટલી મોટી છે તે ક્યાં સુધી તેઓને પૂરી પડી શકે. અને કઈ એવી જગ્યા હશે કે જ્યાં કોઇ આત્મા નીકળીને ગયો ન હોય.

કોઈ જગ્યાએ આત્મા પેદા થયો અને કોઇ બીજી જગ્યાએ ચાલ્યો ગયો અને કોઇ જગ્યાએ દબાઇ ગયો. પણ જ્યારે એ દરેક ઠેકાણે છે તો ત્યારે જો અહીં કબર હોય તો તેમાં શું હરકત હતી ? શું તમે જોતાં નથી કે, આગગાડીના રસ્તામાં લાખો કબરો આવીને બરબાદ થઇ ગઇ ? જો પેલાં ખોળીઆંઓ કાંઈક હતાં તો તેમની છાતીપર આગગાડી લાખો મણનો બોજો લઇને જાય છે અને તેને કાંઇપણ થતું નથી. પાંડવ અને કૌરવની લડાઇમાં સ્થાનેશ્વરના મેદાનમાં લોહીની નદીઓ વહી હતી, કેટલા બધા આત્માઓ ત્યાં નીકળી ગયા, પરંતુ હમણાં કંઈ રહ્યું નથી. વ્હાલી દીકરીઓ, એવી જગ્યા તો તમને આખી પૃથ્વીપર ભાગ્યેજ મળી શકશે કે જ્યાં કોઈ કબર નહોય. ત્યારે આ વહેમ તમારા દિલમાં કેવી રીતે આવ્યો. ખરેખરી હકીકત એ છે કે જે વાતો તમારી રૂબરૂ થાય છે, જે વહેમો તમારા મનમાં આવે છે, જે વિચારો તમારી પાસે હોય છે તે સઘળા કેટલીક વાર મગજમાં ઘુમી સૂઈ ગયા પછી સ્વપ્નાના રૂપમાં આવે છે. તમે સ્વપ્નામાં તો મોટી મોટી ચીજો જોઈ શકો છો; પરંતુ એવી ચીજો ભાગ્યેજ તમારી આંખથી જોતાં હશો કે જે ચીજો કદી તમે જોઇ નહોય અથવા તો તમારા વિચારમાં પણ કદી ન આવી હોય ? તેટલા માટે સ્વપ્નાને ખરી વાત સમજી લેવી એ મોટી ભૂલ છે. હાં, ખુદાના સાચા બંદાઓ, જેઓને સ્વપ્નામાં બશારતો મળી કે જેઓનાં સ્વપ્નાં તદ્દન ખરાં પડતાં હતાં તેમનો આ વાતમાં સમાવેશ થતો નથી પણ આપણા ગુન્હેગાર લોકોનાં સ્વપ્નાં શા હિસાબમાં ? મનની અસરને લીધે આ પરિણામ થાય છે. સૂવા વખતે મન દબાઇ જાય છે તેથી તેની ગતિપર મોટી અસર થાય છે. અને એવી ભયાનક શીકલો અને સ્વપ્નાંઓ નજરે પડે છે. હાજરાં બેગમ ! સૌથી પહેલાં મેં રાબીયાંનો હાથ તેના અંતઃકરણ પરથી ઉપાડી લીધો હતો એ તમે જોયું નથી ? હાથ ઉપાડ્યા પછી જેટલો બોજો માલુમ પડતો હતો અને જેમાં તેણી દબાઈ ગઇ હતી તે નોખો પડી ગયો ત્યારે પાસું બદલ્યા પછી તરત ઉઠી. કોના ભુત અને કોનો ડર !

બાપડાં ઘરોને આ વાતો સાથે શો સંબંધ ? શું માણુસજાતથી કોઇ મોટી જોરાવર ચીજ દુનિયામાં છે ? જેઓએ હાથી, વાઘ સુદ્ધાંને પોતાના કબજામાં કરી લીધાં, વહેતા ઝરાઓને અટકાવ્યા, નદીઓની દિશા બદલી નાખી, મોટા મોટા પહાડો જે જમીનની છાતીપર પગ ખોડી ઉભા હતા તેમને પણુ તોડી નાખ્યા, અવાજો ઉત્પન્ન કર્યા, હવાને પોતાના કબજામાં લીધી, આકાશપર ઉડયા, તમારાં ગ્રામોફોન, એરોપ્લેન, વગેરે વગેરેની સાબિતીઓ મોજુદ છે. ત્યારે દેખાડી આપો કે માણુસથી જોરાવર બીજી કંઈ ચીજ છે ? પણુ માત્ર અક્કલનોજ ફેર છે બીજું કંઈ નથી. માણુસની પાસે અક્કલ એક એવી જોરાવર શક્તિ છે કે જેની સરખામણી કોઈ કરી શકતો નથી. તમે તો ભણેલ ગણેલ થઈને આવા વહેમોમાં સપડાઇ જાઓ ! વાહ ! વાહ ! નાનપણુથીજ તમારો સ્વભાવ બીકણુ, તમારાં અંતઃકરણુ નરમ છે તેથી તમે બીઓછો. નહિતર અંગ્રેજોનાં છોકરાંઓને શું સાંજના વખતે બગીચાઓમાં અને જંગલોમાં ઝાડો હેઠળ અને દરિયાના કિનારાપર જોયાં નથી ? શું એમને કોઈ વસ્તુ હેરાન કરતી નથી ? ન એમને નજર લાગે કે ન છાંયો પડે. તે કેવાં મોટાં મોટાં કામો કરે છે તે તમે જુઓછો.

---

## પ્રકરણુ ૧૫ મું.

આપણા દેશમાં બાઉ અને હાઉ એ બે ચીજો એવી જુલમગાર છે કે, બેવકુફ સ્ત્રીઓ માત્ર પોતાના આરામ ખાતર કે કોઇપણુ રીતે બાળક સૂએ. એટલા માટે પહેલાંથીજ એવી રીતે બીવડાવીને નાહિંમતવાન્ બનાવે છે. વળી કેટલીક સ્ત્રીઓ પોતાના બાળકને અફીણુ કે બીજી કેફી વસ્તુ આપે છે કે બાળક બેશુદ્ધ થઈ પડયું રહે અને પોતાને કાંઇપણુ ઇજા આપે નહિ. પણુ બાળકો મોટાં થાય ત્યારે અફીણુની અસરથી આળસુ અને સુસ્ત

થઇ જાય છે, એટલુંજ નહિ પણ કેટલી વાર અફીણ ન મળે તો બીમાર થઇ જાય છે. ઘણી વખતે એવું બને છે કે અફીણની દાબડી માએ બેદરકારીથી કોઇ જગ્યાએ મૂકી દીધી અને બાળકે તે લઈ ઉઘાડી અફીણનો ગાંગડો મોંમા મૂકી દીધો. મા તો બીલકુલ જાણતી નથી પણ બાળક સૂઈ રહ્યો એવી રીતે કે ફરીથી ઉઠવાનું નામજ ન લીધું.

તમે પણ દુનિયામાં મા બનશો તેથી હું તમને સમજાવું છું કે, છોકરાંઓની પરવરશી અને ઘરની કેળવણી એ બે જુદી જુદી ચીજો છે ઘર કેળવણી એ ઘણું અઘરૂં કામ છે વળી પરવરશી એથી ઓછું અઘરૂં નથી. ઘણી ખરી માતાઓ માત્ર પરવરશીમાં ભૂલ કરવાથી છોકરાંઓને નાસ્તિત્વના મુલકમાં પહોંચાડે છે. સાધારણ રીતે તેમનાં બાળકો જ્યારે રડે છે ત્યારે તેઓ એવું માની લે છે કે તે ભૂખ્યાં છે તેથી દૂધ માટે રડે છે પણ આ વાત ખોટી છે તેઓ કોઈ કોઇ વખત ઇજાને લીધે પણ રડે છે. અને પરિણામ એથી જુદું આવે છે. ધારો કે એમના પેટમાં દુઃખાવો છે તેથી પગ સંકોચી લે છે. એ એની ખરેખરી ઓળખાણ છે. એથી ઉલટું મા તે ઉપર દૂધ પાતી જાય છે. બીમારીનું ખરૂં કારણ દૂધ હતું. તેથી બીમારી વધતી ચાલે! બાળકમાં એટલું જોર હોતું નથી કે, તેઓ પોતાની ઇજા જાહેર કરી શકે, પણ તેમનું બળ ચાલે તેટલું તેઓ કરે છે. જો અંદરની કોઇ ઇજાને લીધે દુઃખાવો હોય તો જરૂર બાળકો પોતાનો હાથ તે જગ્યા સુધી ન પહોંચી શકે તોપણ તે તરફ લઇ જશે. આ ઉપરથી અનુમાન થઇ શકે છે કે શરીરના કોઈ ભાગમાં ઇજા છે. પણ એમ ન કરવું કે રડતાની વારમાંજ દૂધ પાઈ સૂવાડવાની કોશીશ કરવી.

જ્યારે બાળકો જરા પણ હાથ લાંબો કરવાને કે કોઈ ચીજ ઉપાડી મોંમાં મૂકવાને લાયક થાય ત્યારે માતાઓએ આટલી સંભાળ લેવી જોઇએ કે તે તેમની આગળ કોઇ નુકસાનકારક ચીજ પડી રહે નહિ. મારી એક માશી હતી. એમને ઘણાં છોક-

રાંમાંથી માત્ર એકજ છોકરો રહ્યો હતો. તે બાળક એવો હતો કે રસ્તે જનારને પણ પ્યાર ઉત્પન્ન થાય. જેમ તેમ કરતાં તે નવદસ મહીનાનો થયો. મા અને બાપ બેઉ તેનાપર મરતાં હતાં. હમણાં એવું બન્યું કે, માએ રૂપિયો વટાવી પૈસા દાબડીમાં મૂકી કંઇ કામ સારૂ બહાર ગઈ. છોકરો રમ્યાં કરતો હતો. એટલામાં તેણે પૈસો ઉપાડી પોતાના મોઢામાં રાખી લીધો. તે પૈસો ગળામાં જઇ ફસાયો તેથી છોકરો આકુળ વ્યાકુળ થઈ ગયો. તેણે પૈસો કાઢવાની ઘણી કોશીશ કરી પરંતુ નીકળ્યો નહિ ત્યારે તેને એકદમ દવાખાને લઇ ગયા ત્યાં પણ પૈસો નીકળ્યો નહીં ત્યારે તેઓએ કાપકૂપ કર્યું. પણ તેઓ ફતેહસંદ થયા નહિ. પૈસો પેટમાં જતો રહ્યો સોળ સત્તર દિવસ પછી પૈસાએ પોતાનું રૂપ દેખાડયું. હજારો ઉપાયો કર્યા પરંતુ કંઇ વળ્યું નહિ. માની સહેજ ભૂલથી આઠ દસ મહીનાનો છોકરો મોતને જઈ મળ્યો. વળી મગફળીનું ફોતરૂં એવુંજ રૂપ લાવે છે. એક વખતે ફોતરૂં ગળામાં અટકી એવું ફીતુર મચાવ્યું કે તે છોકરાનો માને હાથે જીવ ગયો. માટે બાઇઓ! યાદ રાખો કે જીભ વગરના નિર્દોષ બાળકોને કુદરતે તમને સોંપ્યાં છે તો તમારી ફરજ છે કે, આ સોંપેલી ચીજની પરવરશી સારી રીતે થાય અને એમના મોત માટે તમે જાખમદાર છો. બાળકના મોતનો એ અર્થ નથી કે માએ રડી કૂટી ધીરજ રાખી લીધી. એટલુંજ નહિ બલ્કે એની પરવરશીમાં એવી ભૂલ થાય કે જેનું પરિણામ મોતમાં આવે. અથવા એની આદતો, ચાલચલણ, રીતભાતો વગેરે બગડી જાય. એ સર્વેની જોખમદારી માને માથે છે. બાળકને માથે જુમેદારી નથી. એટલુંજ નહિ બલ્કે તેણીને તે વિષે ખુદાને ત્યાં જવાબ આપવો પડશે. માટે સમજી રાખો કે બાળકનું પેદા થવું એ કાંઇ ઢીંગલા ઢીંગલીઓના ખેલ નથી. બલ્કે માપર એક એવી જોખમદારી છે કે થોડી પણ બેદરકારીથી દીન અને દુનિયાં બંને બરબાદ થાય છે. એની તંદુરસ્તી સાચવવી, એની આદતો સારી રાખવી અને બાળકોને લાયક કરવાં એ માનું કામ છે. વળી માની ફરજ છે

કે તે પોતાનાં બાળકોને પાળીપોષી મોટાં કરી મનુષ્યની નસલમાં વધારો કરી આપે તો તેણીએ કુદરતના કામને સંપૂર્ણ કર્યું કહેવાય. માટે બ્હેનો ! આ વાતો તમારા કાનમાં રાખી લો. ખુદા જાણે જ્યારે તમે માતા થશો તે વખતે હું હોઉં કે ન હોઉં, પરંતુ હું એટલુંજ ઈચ્છું છું કે આ વાતો તમારા કાનમાં પડેલી રહે.

## પ્રકરણ ૧૯ મું.

નસીમાને પલવલમાં રહેતાં, વરસ કરતાં વધારે વખત થયો હતો. છોકરો પણ ખુદાના હુકમથી ઘુંટણીએ ચાલતો હતો. બંને ફોઇઓ અને ત્રીજી મા આ નાના બાળકપર મરી પડતાં હતાં. ખરૂં પૂછો તો તે બાળક તાજુબ પમાડે એવી વાતો કરતો હતો કે સઘળાં એનાપર મરી પડતાં હતાં. કહેવાને તો કસીમ સરકારી કામોમાંજ મચ્યો રહેતો હતો. પરંતુ સાચી હકીકત એ હતી કે તેને જરા પુરસદ મળતી તો તેને ખોળામાં લઇ સાંજના વખતે દરરોજ ફરવા જતો. તેથી ઓળખાણુ પીછાણુવાળાઓ તેની મશ્કરી પણ કરતા. પરંતુ તેની મહોબતમાં કાંઈ ફેર પડવા દેતો નહિ. વળી છોકરાને એવી ટેવ પડી ગઇ હતી કે સાંજ પડતાંજ તે બહાર જઈ બારણાં વચ્ચે પલંગપર કસીમની રાહ જોતો બેસતો. અને બાપ, બાપ, કહી રાડો પાડતો. કચેરીએથી આવી બાપ લુગડાં ઉતારતો અને હિંદુસ્તાની જોડાની જોડ જે ખાસ ફરવા માટે રાખી હતી તે છોકરો ઉપાડી બાપની આગળ ફંગોળી દેતો. નસીમ ખરેખર આખા ઘરનું એક રમકડું હતું. અને એનાપર બધાનો જીવન આધાર હતો. જેમ જેમ એ ઉમરે મોટો થતો ગયો તેમ તેમ માબાપના લોહીમાં એને જોઈ વધારો થતો હતો. બોલતાં શીખ્યો કે તરતજ માબાપ તેનાપર મરી પડવા લાગ્યાં. તે જરા પણ હઠ કરતો તો નસીમાથી વધારે કસીમ બેચેન થઇ જતો..

કોઈ વખતે એની આંખો દુખવા આવતી ત્યારે છોકરો કસીમ અને નસીમા બંનેને આખી રાતનો ઉજાગરો કરાવતો. એટલે સુધી કે આંખ પણ મીંચવા દેતો નહિ. નસીમા તો મા હોવાને લીધે ગમે તેટલી મહેનત કરતી અને તેના આરામ માટે જે કંઇ કરતી તે ઓછું હતું; પરંતુ કસીમની અનહદ મહેનતનું પરિણામ એ આવ્યુ કે નસીમા કરતાં પણ બાપનો વધારે હેવાયો થઈ ગયો. રાત્રે પણ જ્યારે તે જાગી ઉઠતો ત્યારે આંખો બંધ કરી ગરદન નમાવી પાધરો ઉઠી બાપને જઈ વળગતો અને સૂઈ રહેતો. જો બાપના માથમાં જરાપણ દુઃખાવો થાય તો પોતાના નાનકડા નાજુક હાથો વડે માથું દાબતો. સવારમાં ઉઠી બાપ મોઢું ધોઇ રહે કે તરત છોકરો ટુવાલ લઇને દોડી જતો. છોકરાની આવી હીલચાલોને લીધે કસીમના મનમાં પણ તેનો સિક્કો બેસી ગયો. એટલે સુધી કે છોકરાની મહોબતમાં પોતાની સ્ત્રીને પણ ભૂલી જતો. કોઇ વખત નસીમ રડતો તો તરતજ કસીમ પોતાની સ્ત્રીને ઘરનાં સઘળાં કામકાજ મૂકી દઇ પહેલાં આ છોકરાને લઈ લો એમ કહેતો. નસીમની ત્રીજી વરસગાંઠ થયા પછી તરત કસીમની બદલી નસીરપુર થઇ. ખુદા જાણે અહીંની આબો હવાની અસર હતી કે અહીંના લોકોની લુચ્ચાઈ હતી કે સારા સારા વિદ્વાનો અને ડાહ્યા માણસો પણ ઠોકર ખાઇ જતા હતા. કસીમ એક સીધો, સાદો, ભોળો અને ભલો માણુસ હતો તેથી ત્યાંના લોકોની લુચ્ચાઇ શું સમજી શકે ? ત્યાં ગયા પછી ઘણા લોકો એને નોતરતાં અને છચોક ખુલ્લી રીતે નાચરંગમાં ભાગ લેવા લાગ્યો. સૌથી વધારે અચંબો પમાડે એવી વાત એ હતી કે તહેસીલદાર પોતે પણ એવીજ ચાલનો હતો. શરૂઆતમાં કસીમે દૂર રહેવા ચાહ્યું પરંતુ કસીમ તેના હાથ નીચેનો નોકર હતો તેથી કયાં સુધી દૂર રહી શકે ? આખરે તે ખુશીથી જતો કે જબરજસ્તીથી જતો પણ તેમાં ભાગ લેતો. અત્યાર સુધી કસીમ બધી વાતોથી અજાણ્યો હતો એટલે ઘર કે ઘરની દીવાલ, દિન કે રાત હોય પણ જિંદગીનો તમામ આધાર માત્ર સ્ત્રી અને છોકરા

ઉપર હતો. હમણાં જોયું તો દુનિયાના રંગો જુદાજ નજરે પડયા. હવે દુનિયા જુદી જુદી મોહક ચીજોથી જુદી જુદી તરેહના મોજ-શોખથી નવી નવી જાતના મેવા અને ફળોથી ભરેલ દીઠી. આ જોઇ કસીમની આંખો લલચાણી, નઠારા અને પાપી વિચારો મનમાં ઉત્પન્ન થવા લાગ્યા. તે હજારો કોશીશો કરતો કે આબરૂમાં ફેર પડે નહિ. પરંતુ એનો શો ઉપાય કરવો? ન તો ઘરમાં મન ચોંટે છે ન તો કચેરીમાં. વળી સ્ત્રી પણ એને ઝેર જેવી લાગતી. તથા છોકરો પણ દુશ્મન જેવો લાગતો. પહેલાં તો આવી જાતની સોબતોથી તે અભાવ ધરાવતો હતો; પણ હમણાં એ બાબત તરફ એનું મન ઢળી ગયું. કચેરીના ૬ કલાકો કેદખાના જેવા માલૂમ પડવા લાગ્યા કચેરીમાંથી રજા મળતાં તરત તેજ જગ્યાએ તે પહોંચી જતો. ટૂંકમાં કહીએ તો રાત દિવસના ૨૪ કલાક-માંથી માત્ર ઘડી કે અરધી ઘડી માટે ઉભો ઉભો ઘેર આવતો. તે એવો બગડી ગયો કે તેના મિજાજમાં ગુસ્સો, મનમાં કપટ, આંખમાં અદેખાઇ, ચહેરાપર કરચલી દેખાતી. ઘરમાં ઉંધી સીધી એકાદ વાત કરીને દિવાનખાનામાં જઇ પડયો રહેતો. અને કોઇને અંદર આવવાનો હુકમ ન હતો કે ત્યાં જઇ શકે. ભલે! નસીમા કુળવાન અને દીર્ઘદૃષ્ટિવાળી સ્ત્રી હતી. તેણીએ કસીમની મહોબતપરનો જરા પણ ભરોસો રાખ્યો નહોતો. તે જાણતી હતી કે આ તો વટોળીઆના આંબા છે તેથી એક જગ્યા રહેશે નહિ; પરંતુ અફસોસની વાત છે કે તે નિરપરાધી કોમળ બાળકપર સખ્ત આફત આવી પડી! તે તો માના ખોળાને બદલે બાપનોજ ખોળો વધારે પસંદ કરતો હતો. પણ બાપની આવી બેદરકારીથી ફૂલ જેવા બાળકપર ઘણી સખ્ત અસર થઈ. તે રાત દિવસ બાપનુંજ નામ લેતો.—બાપા, બાપા, કહીને રડતો. ત્રણ વરસનો બાળક ઘણી વાતો પોતાની સમજ પ્રમાણે સારી રીતે સમજી લેતો. વળી તે દિવાનખાનાને સારી રીતે ઓળ-ખતો હતો તેથી તે પડતો આથડતો બાપની પાછળ જતો. પરંતુ તે નિષ્ઠુર બાપ તેની તરફ જરા ધ્યાન પણ કરતો નહિ.

ઘણીવાર એવું થયું છે કે તે બાપા, બાપા કહીને રડતો અને વળગતો એની પાછળ જતો, પણ તે નિર્દય બાપ તેનો હાથ પકડીને ઘરમાં મૂકી જતો; અને દિવાનખાનાને સાંકળ દઈ દેતો. ટૂંકામાં તે છોકરો બાપના ચહેરા સામે જોઈ રહેતો ને બાપની યાદ પોતાના મનમાંથી દૂર કરતો નહિ. નસીમા તેને ઘણી રીતે આમ તેમ વાતો કરી તેનું દિલ ખુશ કરતી અને સમજાવતી. પરંતુ બાપની યાદ તેના નાના દિલમાંથી થોડીવાર માટે પણ ભૂલી જતો નહિ. એક દિવસ રાત્રે અગિયાર વાગે નસીમા પોતાના વ્હાલા છોકરાને છાતી સાથે ચાંપી બેખબર સૂતી હતી એટલામાં બાપની હસી મશ્કરીના અવાજને લીધે નસી-મની આંખ ઉઘડી ગઈ ત્યારે પાથરો ઉઠો! હસતો બાપની પાસે ચાલ્યો ગયો. જ્યારે કસીમ પોતાના નવા દોસ્તોની અધમ સંગ-તિમાં મજા લેતો હતો ત્યારે છોકરાનું તે વખતનું જવું તેને ઘણું ખરાબ લાગ્યું. તેણે છોકરાને બેહાલ કરી બહાર કાઢયો કે જોનારાઓએ મોંમાં આંગળીઓ કરડી. છોકરાનો નિર્લજતા કે મહોબત માની લો. તે બારણાંનાં બાંકાઓમાંથી ઉભો ઉભો ડોકીઆં કરતો હતો. અને મમતા ભરેલી રીતે બાપને બોલાવ્યા કરતો.

આવી રીતે એક માસ વીતી ગયો એ દરમ્યાન કસીમની બંને બ્હેનો ભાઇ ભાભીની રજા લઈ થોડા દિવસ માટે પોતાને વતન ગઈ. કસીમ, નસીમા અને તેનો છોકરો માત્ર ઘરમાં રહ્યાં.

ખુદાની વાતો ખુદા જાણે! પરંતુ એટલું તો અમે પણ જાણીએ છીએ કે વીસ પચીશ દિવસ સુધી બાપની આ ક્રૂરતા-પર નસીમના મનમાં કાંઈ ખાસ અસર થઈ નહિ. તે છોકરો ધીરજ અને સબુરીથી પોતાનું કામ કાઢતો એ કહેવું ખોટું નથી. એણે બાપની ક્રૂરતા કે જુલમગારનો જુલમ સારી રીતે સહન કર્યો અને ખમ્યો. પરંતુ વધારે વખત તે નાનો જીવ સહન કરી શકયો નહિ. એક દિવસ કસીમ ઘરમાં આવ્યો કે તરતજ તે

છોકરો બાપના પગમાં જઈ ભરાયો. એવું અનુમાન થઈ શકે કે કદાચ નસીમાએ તે છોકરાને શીખવ્યું હોય. પણ એની મહોબત સાચી હતી તે મરી ગઈ અને આપણે મરવું છે. નસીમા શીખવે એવી સ્ત્રી નહોતી. કારણ કે તે એક એવી ફોઇની ભત્રીજી અને એક એવી ઉસ્તાનીની શિષ્ય હતી કે તે લાંઘણપર લાંઘણ વેઠી ઘરઘર ભીખ માગત પરંતુ કસીમ જેવા ધણીની નજરમાં હલકી પડત નહિ. પણ નસીમનું આ કામ તેના તરફનુંજ હતું. તેણે પોતાના બાપના પગ પકડી લીધાં અને તેને જવા દીધો નહિ. પણ અફસોસની વાત છે કે તે ક્રૂર મનના નિર્દય બાપે એવી રીતે પગ છોડાવ્યા કે છોકરાના મોઢામાં પગની એડી વાગી તેથી તે લોહી લોહાણ થઈ ગયો. તેણે તરફડીઆં માર્યાં કર્યાં; અને કસીમ પલકવારમાં ત્યાંથી પલાયન થઇ ગયો.

આ બનાવ બન્યા પછી ત્રીજે દિવસે નસીમાએ છોકરાને નહવડાવી માથામાં તેલ નાખ્યું તેના વાળ ઓળ્યા. એટલે એનો ચહેરો જોઇ એને વહાલ ઉપજ્યું; અને પોતાના ખોળામાં લઇ પોતાની છાતી સાથે દાબ્યો. તે વખતે તેની આંખમાંથી દડદડ આસું પડવા લાગ્યાં. નસીમ માની આવી સ્થિતિ જોઇ એવો બેચેન થઈ ગયો કે પોતાના પહેરણથી માનાં આંસુ લુછવા લાગ્યો અને કહ્યું કે;—માતુશ્રી કેમ રડો છો ?

નસીમા—“ દીકરા હું રડતી નથી, ચાલો સૂઇ જઇએ. ”

નસીમ—“ માતુશ્રી ! હવે તો મારા બાપા મને ખોળામાં લેતા નથી. કંઈ નહિ ! હું હવે મોટો થઇ જઇશ તો માને ખોળામાં લઇશ, બાપને કદી લઈશ નહિ ! ”

નસીમાએ છોકરાની વાતપર દયાઅણે ચહેરે મોં મલકાવ્યું. સારી રીતે છાતી સાથે ચાંપીને છોકરાને ચુમ્બન કર્યું, અને કહ્યું. ખુદા તમારી ઉમર લાંબી કરે ! તમે જીવતા રહો ! તો બધું કાંઇ છે. તે વખતે બપોર થયા હતા. નસીમા તેને લઇને પડી રહી એટલે છોકરો સૂઇ ગયો. જહોરની બાંગ થઇ એટલે નમાજ

માટે ઉભી થઇ. નમાજ પડી છોકરાની પાસે આવી જોયું તો તેનું શરીર ગરમ લાગ્યું અને કાળજું ધબકતું હતું. છોકરાને એવો સખ્ત તાવ ચઢયો કે ખુદા પનાહમાં રાખે ! ઇશા સુધી તે નિરપરાધી છોકરો ચણા માફક ભુંજાઈ રહ્યો હતો ! એવડું મોટું ઘર તેમાં વળી મા દીકરો બેજ ! દાસી પણ ચાલી ગઈ હતી, અને નસીમા પોતાના વ્હાલા છોકરાને પોતાની ગોદમાં લઇ પડી હતી. જ્યારે દિવસની એની વાતો યાદ આવી ત્યારે હૃદયપર તીર વરસ્યાં. હરઘડીએ તે જોતી હતી કે કદાચ તાવ નરમ પડયો હોય. પરંતુ તેનું શરીર ભાડ ભુંજાની ભાડ જેવું લાગતું હતું. આજે કસીમ કોઈ ખાસ જલસામાં રોકાયો હતો. તે નિરપરાધી છોકરો, જુલમગાર બાપને તાવની હાલતમાં સ્વપ્નામાં જોઇ રહ્યો હતો. એકાએક આંખ ઉઘડી ગઈ. બાપા, બાપા કહી માને બાઝી પડયો. અને પાછી આંખો ચીરીને જોયું. માએ ગમે તેટલો પ્યાર દેખાડયો તોપણ તે રડતો રડતો ખોળામાંથી ઉતરી પડયો, અને દિવાન-ખાના તરફ ચાલ્યો. નસીમાએ છોકરાને ઝાલવામાં કાંઇ બાકી રાખ્યું નહિ. પરંતુ તેણીનું દિલ માનતું નહતું કે એને અટકાવે. તે દિવાનખાનાના બારણા પાસે ગયો અને બાપને બોલાવતો રહ્યો. નસીમાએ ગમે તેટલું કહ્યું કે દીકરા હમણાં આવ્યા નથી. પરંતુ તે વળગી રહ્યો હતો, અને કહ્યા કરતો હતો કે મારા બાપા તો અંદર સૂતા છે અને બારણું બંધ કર્યું છે. નસીમાએ છોકરાને ખોળામાં લઈ લીધો તે વખતે આસમાનપર કાળી ઘટા છવાઇ ગઇ હતી. પવન ઘણા જોરથી ફૂંકાતો હતો. છોકરાને લઇને અંદ-રની ઓસરીમાં આવી. પછી મોં ઉપર મોં રાખી પ્યાર કર્યો, દાબ્યો, ગળામાં હાથ નાખ્યા અને તેના નાનકડા હાથ છાતીપર મૂકયા અને રડીને કહ્યું:—“ હે સાચા ધણી ! મુસીબતમાં સપ-ડાયલો નસીમાનો પ્યારો છોકરો—જે તારી અનામત છે તે તરફ નજર ફેંક, અરે બંને. દુનિયાના ધણી ! મારા જેવી કમનસીબપર દયા કર, અરે સાચા ધણી ! દુઃખીયારીનો પ્યારો છોકરો—જેની ઉમેદ દિલનો દીવો છે. ” એમ કહેતી હતી એટલામાં નસીમ

ફરીથી ઉઠયો અને કહેવા લાગ્યો. "માતુશ્રી મૂકી દો. મારા બાપ તો પણે ઉભા છે તો તેમને બોલાવો."

નસીમાની પાસે આનો કાંઈ જવાબ નહતો. આંખમાંથી આંસુની ધારા ચાલી જતી હતી. કદી એને છાતી સાથે ચાંપતી અને કદી એની હઠપર છોડી દેતી, ત્રણ વાગી ચૂકયા હતા. તાવ જરા પણ ઉતર્યો નહોતો. ચાર વરસનો પરવરશ કરેલો છોકરો આજે માના હાથમાં છે. વરસાદ ઘણા જોરથી વરસતો હતો. અને આવા મોટા ઘરમાં એક કમનસીબ મા પોતાના અંતઃકરણના કકડાને લઇ બેઠી હતી. તે માથાપર હાથ ફેરવતી હતી. પગપર પ્યાર કરતી શોરબકોર કરતી રડતી હતી, તે વખતે છોકરાએ પાણી માગ્યું. રાતનો વખત હતો. તે ગોદમાં લઇ બારણાં આગળ આવી એટલા માટે કે કોઇની પાસે શરબત મંગાવી નિરપરાધીનું ગળું ભીજવં. પરંતુ સડકપર સુનકાર હતું. તરતજ પાછી આવી અને આટલું કહી પાણી પાયું. "કાળજાના કકડા તને શરબત પણ નસીબ ન થયું" આ શબ્દોએ નસીમના ઉપર એવી કોઇ અસર કરી કે તે ઉભો થયો. મા રડયા કરતી હતી. તેણે તેણીને પ્યાર કર્યો અને કહ્યું—"માતુશ્રી, તમે રડો નહિ. હું તો સારો થઈ જઈશ. માતુશ્રી હવે તો તાવ ઉતરવા માંડે છે."

એકાએક પાસેના ઘરપર વિજળી પડી—જેણે નસીમાના આખા શરીરમાં આગ સળગાવી. હેતને લીધે તે છોકરાના પગપર પડી ગઇ અને કહ્યું—"વારી જાઉં, વારી જાઉં, હું રડતી નથી, હું રડતી નથી. હાં, દીકરા, હવે તાવ ઉતરવા માંડયો છે."

નસીમા આટલુંજ કહેવા પામી હતી એટલામાં નસીમ પાછો બેભાન થઇ ગયો: અને માનું મોઢું એના હોઠ ઉપર હતું એટલામાં તે એકાએક જાગ્યો અને કહ્યું—"માતુશ્રી તેઓ આવ્યા, બાપા આવો! આવો!"

નસીમાએ તેનું ગમે તેટલું મન વાળ્યું તોપણ છોકરો શાન્ત પડયો નહિ. ઉભો થઇ જતો હતો, આમતેમ પડી જતો હતો,

માએ ખોળામાં લઈ લીધો. પડતાંજ આંખો બંધ કરી દીધી. બાપા, એવો અવાજ મોઢેથી નીકળ્યો. પરંતુ પહેલી વખતના અવાજ-પરજ કમનસીબ માની નજર પોતાના વ્હાલા છોકરાના ચહેરાપર હતી. તેણે એક હેડકી ખાધી. આંખો માના ચહેરાપર અને જીભ બાપની યાદીમાં હતી. એટલામાં નસીમાના ખોળામાં તેનો ઉછર્યો પાછર્યો વ્હાલો છોકરો હમેશને માટે સૂઈ ગયો.

## પ્રકરણ ૧૧ મું.

નસીમનું મોત તે કમનસીબ માને એક એવો આફતનો પહાડ હતો કે જેણે તેની બાકી રહેલી જિંદગી કફોડી કરી નાખી. એકલી આખો દિવસ પડી રહેતી, જો વધારે બેચેન થઇ જતી તો રડતી અને વખતે કાળજામાં હુંક પણ નીકળતી. તેના અંતઃકરણમાં કારી ઘા લાગ્યો હતો. આંખોએ અંધારાં આવતાં મગજ ભમતું હતું, ગાંડાની માફક આમતેમ ફરતી. કોઇપણ ખુદાનો એવો બંદો નહતો કે તેની સાથે બે વાતો કરી, દીલાસો આપી, તેની દીલગીરી દૂર કરે. વળી કમનસીબ તે કમનસીબજ હતી. કેમકે કસીમનો તો ઠાઠજ જુદો હતો. એનું મન તો પોતાની સ્રી અને છોકરા તરફથી કયારનુંએ ઉઠી ગયું હતું. તેથી આવા પિતા પ્રેમી પુત્રના મરણથી તેને દીલગીરી કે અફસોસ જરાપણ થયો નહિ, અને બે દિવસ પછી છોકરાનો વિચાર પણ તેને ન રહ્યો. પરંતુ હેતથી માએ નસીમ જેવા લાડકા બાળને પાળી પોષી ઉંડી કબ-રમાં સૂવાડી, પોતે જીવતી કબરમાં જઈ સૂતી. કોનું ખાવું પીવું, કોનું ઉઠવું બેસવું, બબે ત્રણ ત્રણ દિવસો આવીજ રીતે વીતી જતા. ઘણી મહેનતે કાંઇ લઈ ખાવા બેસતી પણ પહેલોજ કોળીઓ ગોળી બંધાઈ જઈ ગળામાં રહી જતો. છોકરાની યાદ આવતાંજ ભૂખ કે તરસ બધાં ઉડી જતાં. બારણાં પાસે જઇને ડોકીઆં કરતી, સડકપર ચારે બાજુ જોતી, મધમાખોની માફક ઘુરકતી, પણ તેની

ચંદ્ર જેવી સૂરત નજરે પડતી નહિ. ચંદ્ર એના માથાપર પ્રકાશતો વાદળાંઓ એના માથાપર આવતાં, વરસાદનાં ફોરાં એના ખોળામાં પડતાં, ધુમસ શરીરપર પડતી; પરંતુ એના બાળકનો પડછાયો જોતી નહિ. ચંદ્ર સાથે વાતો કરતી, વાદળાંઓ સાથે બોલતી, રડતી અને કહેતી–કાળાં કાળાં વાદળાંઓ ઘેરાઇને આવો, ચંદ્રને ચમકાવો, તારાઓને દીપાવો, ગર્જના કરો, વરસો, પાણી પાડો, વરસાદ વરસાવો, ભાજીપાલો ઉગાવો, ફૂલો ખીલાવો, ખેતરો પાણીથી ભરપૂર કરો, છોડવા ઉગાવો, પરંતુ અફસોસ, મારા વ્હાલા છોકરાની સૂરત ન દેખાડો?"

આસરે મહીના સુધી નસીમાની એજ હાલત રહી. ફોઇને એની સ્થિતિનો પૂરેપૂરો અંદાજો હતો. જ્યારે તબીઅત વધારે બગડવા લાગી ત્યારે ફોઇએ આ પ્રમાણે કાગળ લખ્યો:—

પ્યારી નસીમા!

દીકરી, તમારી આફત અને સ્થિતિની હકીકત સાંભળી મને દીલગીરી અને અચંબો પણ થયો. હું જાણું છું કે, તમારી આંખોમાં આખી દુનિયા અંધારા જેવી લાગે છે. નસીમ જેવો લાલ, તમારો ખોળો ખાલી કરી ગયો, તમારૂં ઘર સૂનું કરી તમારી જિંદગીને પણ બરબાદ કરી ગયો. જેટલું તમો રડો તેટલું ઓછું છે, જેટલું તમે કરો તેટલું થોડું છે. પરંતુ દીકરી, આ જગતના દરેક પ્રાણી માત્રનું જન્મ ને મરણ એ કુદરતી ધર્મ છે. તમારો છોકરો દુનિયાથી જુદો નથી. મરી ગયો. કબરસ્તાનમાં જઇને જુઓ, એવી એવી લાખો કબરો દેખાશે. એ પણ કોઇના કાળજાના કકડા છે. છાતીઓ ઉપર સૂતા, સીના ઉપર પડી રહેતા અને આજે કાળે કરી મટોડી નીચે દબાઇ પડેલા છે. જે હાથોથી એમના ઓવારણાં લીધાં તેજ હાથેથી ઉંડી નિદ્રામાં સૂવાડી દીધા એનુંજ નામ દુનિયા છે. દુનિયા શરૂ થઇ ત્યારથી તે રિવાજ ચાલુ છે અને સદાકાળ ચાલુ રહેશે. એતો કુદરતનો બંદોબસ્ત છે, પૂરો થાય છે અને થશે, તમારા કે મારા અટકાવ્યાથી અટકી શકશે નહિ. નસીમ તમારી મિલ્કત નહોતો. તમારી પાસે થાપણ

અનામત હતી. જ્યાં સુધી મન થયું ત્યાં સુધી મૂકી, જ્યારે મન થયું ત્યારે લઈ લીધી. તમે રડનાર કોણ ! ઓલાદ એક જિંદગીનું ફળ છે. પરંતુ ઘણીજ થોડી માતાઓ હશે કે જે આ પીડાથી દૂર રહી હોય ? શું ઝાડનાં બધાં ફળો માળીનીજ મિલ્કત છે ? નહિ, નહિ, એમાંના કેટલાંક કાચાં ખરી પડે છે કેટલાંક પક્ષીઓ ખાઈ જાય છે. કેટલાંક બરબાદ થઈ જાય છે. તમે હમણાં દુનિયામાં શું જોયું છે ! આ મનુષ્યની જિંદગીની ચડતીપડતી છે. સુખ દુઃખ એ દુનિયાના ધર્મ ન હોત તો માણસ ખુદાને ભૂલેચૂકે પણ યાદ ન કરત ! ખુદા એવાજ વખતમાં યાદ આવે છે અને આવાજ વખતપર એનાથી મદદ મળે છે. તમે આ આફતથી ગભરાઇ ગયાં—જે ખરેખરી રીતે મુસીબત નથી. તમે મુસલમાન છો, કુરાન અને હદીસ તમારૂં ઇમાન છે, શું તમે જાણતા નથી કે આપણા પેગમ્બર સાહેબે ફરમાવ્યું છે કે નાના નાના બેગુન્હેગારો કયામતના મેદાનમાં માબાપનો છુટકારો કરાવશે ? દુનિયામાં સારી કે બુરી બધા ઉપર ગુજરી જાય છે, અને ગુજરી જશે. આ બહાને નસીમ તમારે માટે આખેરતનું ભાતું અને છુટકારાનું કારણ થઇ પડયો. ખરેખરૂં મહાભારત કામ તો ત્યાંનું છે. આ તો રૂપેરી ધોળા ચળકાટ અને કીમીયાના દેખાવો છે. શું તમને ત્યાં જવું નથી ? તે વખત પણ આવી પહોંચ્યો છે એમ જાણજો હો ? માત્ર આંખો બંધ થાય એટલી વાર છે. આ રાત્રિ કોઇ અમુક દમમાં પસાર થઈ જશે, અને મુસાફરી શરૂ થશે, કેવી સખ્ત મંજલ અને કઠણ રસ્તો છે ! જ્યાં માણસ જાત કે આદમ નથી, કોઇ સાથી કે સોબતી નથી, ન તો સાહેલીઓ છે, ન તો મિત્ર છે માત્ર, પોત પોતાના અમલ અને કૃત્યો કામ આવશે. નસીમા બેગમ ! તે વખત કોણ મદદ કરશે ? દીલગીરી અને નાઉમેદીથી ચારે બાજુ તરફ જોશો પણ કોઇ સૂરત નજરે પડશે નહિ. માત્ર એક મોટો વિશાળ દરબાર અને એક જબરજસ્ત હાકેમ, હકુમતના તખ્તપર હશે. તો એક લાચાર માણસ કે બંદાની શી હકીકત ! નસીમા, આવા નાજુક વખતે

મારા જેવી મરી પડનાર ફોઇ અને પરેજગાર જેવો ગમ ખાનારો બાપ આફતમાં સપડાશે હાં ! તે વખતે એક બાળક દોડી આવી તમારી સાથે ભેટી જશે; અને તમારો હાથ પકડી સ્વર્ગમાં લઇ જશે. તે કોણ ? તમારો પ્યારો છોકરો નસીમ હશે. તમે અગાઉથી તમારે માટે એક વસ્તુ મોકલી આપી કે જે કઠણ વખતમાં તમારે કામ આવશે. પરંતુ આજે તમે તમારા આંસુ-ઓથી આ ફૂલને પાયમાલ કરો છો ? આ કરતાં વધારે ભૂલ કે મોટી મુશ્કેલી કે વધારે મોટી બેવકુફી કઇ હશે. ?

મેં કસીમની હકીકત પણ સાંભળી. તે સમજદાર માણસ છે. જે વ્યાજબી લાગે છે તે કરે છે. તમે શા માટે દીલગીર થાઓછો ? એમને આ ક્ષણભંગુર દુનિયાની ખુશી લઈ લેવા દો-એમને નસીમનો સાદ ખરાબ લાગતો હતો. હવે આ અવાજ એમના કાનમાં આવશે નહિ. દુનિયાની સઘળી ખુબીઓ એમના માટે છે. આજે તેઓ નાયબ તહેસીલદાર છે. કાલે તહેસીલદાર અને પછી ડેપ્યુટી કલેકટર થશે; પરંતુ કાળજાના કકડા—નસીમનાં હાડકાં—ઓગળી માટી સાથે મળી જશે. તે બાપના અવાજને તરસતો હતો અને ચહેરો જોવાને આતુર હતો, તે બાપના ઘરથી ચાલ્યો ગયો ! તે બાપનો આશિક હતો ! અને ત્યાં પણ બાપને છોડશે નહિ ! તે વખતે કસીમને માલૂમ પડશે કે મેં શું કીધું ? તમને ખુદા બંને વખતે ખાવાનું આપે છે તો આબરૂથી એક ખુણે બેસી રહો. પહેરવાને લુગડાં, રાંધવાને દાસી, વગેરે તમારી પાસે છે. ધણીનો આભાર માનો અને તેને આશીર્વાદ આપો કે, ખુદા એને સારે રસ્તે ચલાવે. ખુદાના ઘણા બંદા તમારા કરતાં ખરાબ સ્થિતિમાં છે. એમનાપર નજર કરો અને ખુદાનો આભાર માનો. મોટા મોટા માબાપની દીકરીઓ મોટાં મોટાં દુઃખો રડે છે અને બાપદાદાની લાજ જાળવી રાખે છે. પરેજગાર જેવા બાપની આબરૂ અને ખુદાથી ડરનાર એવા દાદાની કીર્તિ તમારામાં છે. એમનું લોહી તમારી નસોમાં દોડી રહ્યું છે. નસીમા બેગમ, તે કામ કરશો નહિ કે કાલે બાપદાદાથી શરમાવું પડે ! તે મરી ગયા પણ

તેમનું નામ અમર છે, તેમની આબરૂ અને મોટાઇ તમારા હાથમાં છે. દીકરી, મુસીબત સહન કરો. વિપત્તિઓને દૃઢતાથી અને ઈજાઓને હિંમતથી ખમો. અને મારી આ વાત લખી રાખજો કે-કસીમના નવા નવા દોસ્તો શ્રાવણ માસની ચકલીઓ જેવા છે, થોડા દિવસમાં ઉડી જશે, ઘર તેજ રહેશે અને તમે પણ તેજ હશો. એવું ન થાય કે તે વખતે કંઇ પશ્ચાતાપ કરવો પડે. અજમાયશનો એજ વખત છે. તો પહેલાંથી વધારે તાબેદારી ઉઠાવો અને દેખાડી આપો કે કુળવાન સ્ત્રીઓ (વહુઓ) મુસીબતમાં સોના જેવી અને સખ્તીમાં હીરા જેવી ચમકે છે. આ દિવસો હમેશાં રહેવાવાળા નથી. વખત પોતે કસીમની આંખો ઉઘડાવશે. તેઓ પોતાનાં કૃત્યોપર રડશે, એમનું મન શરમાશે, એમની નજરો નીચી થશે, એમની આંખોમાં પાણી આવશે, અને એમનો શેતાન ગભરાવશે; પરંતુ ખરીવાત એ છે કે, તમારૂં અંતઃકરણ ખુશી, તમારી નજર ઉંચી અને તમારી આંખો સંતોષી થશે. દુનિયાના ફેંસલાનો વખત તેજ હશે. અને માત્ર તમારાં બંનેનાં દિલો તે વખતે મુનસીફ થશે. નસીમા બેગમ ! એવું ન થાય કે ધણીની આગળ તમારી નજર નીચી થાય !

કસીમને મારી તરફથી ઘણું ઘણું કરીને દુઆ સલામ કહેજો.

લિ.

દુઆગો

તમારી ફોઇ.

---

## પ્રકરણ ૧૮ મું.

ફોઇનો કાગળ મલતાંજ એણે વાંચ્યો. કાગળ હતો કે ગજબ! તેમાં પૂરેપૂરી હકીકતનો ચિતાર ચિત્રેલો હતો—તેમાં ભવિષ્યની સાચી અગમચેતીઓ વર્ણવેલી હતી. અક્ષરે અક્ષર કાળજામાં ચોંટતો હતો—અંતઃકરણ ભેદી આરપાર નીકળી જતો હતો! પોતાની નઠારી અને કદરૂપી સૂરત તુરત માલૂમ પડી. પોતે

આવો હોવા છતાં પણ એ અમૂલ્ય શિખામણે જાદુઈ અસર કરી! લાચાર બની રોયો! રૂદન ખાળી શકયો નહિ અને મોટેથી રોઇ પડયો! પોતાના સદ્ગુણ જાગ્યા. વિચાર કર્યો કે મારા કરતાં વધારે કપટી કોણ હશે—જેણે આવી પત્નીને લોહીનાં આંસુ પડાવ્યાં. કોઇએ જે વખત તરફ ઇસારો કર્યો હતો તે આંખો સમક્ષ આવીને ઉભો રહ્યો! બેચેન થઇ કાગળ લઇ ઘરમાં આવ્યો. જોયું તો સ્ત્રી ખીચડી માટે ઇંડાં તળે છે. આથી તે ઘણોજ બેચેન થઇ ગયો. વહુની સૂરત જોતાંજ પહેલાંની સઘળી વાતો યાદ આવી; અને તેજ ઘડીએ વિચાર આવ્યો કે, આ જુલમપર વહુએ કદી જરા પણ વાત જીભથી કાઢી નથી. નસીમાએ આવીને ઇંડાં તથા ઘીવાળી રોટલી માટે લોટ બાંધ્યો અને પાન બનાવી ધણીના મોં આગળ રાખ્યાં. આ જોઈ તેનું હૈયું ભરાઈ આવ્યું. ગાંડાની માફક નસીમાના પગમાં પડી ગયો અને બોલ્યોઃ— "મ્હારો ગુન્હો માફ કરો." પોતાનો પતિ આવી રીતે એકાએક આદતથી ઉલટું, પગે પડવાથી નસીમા મનમાં બીધી! પહેલાં તો તે કાંઇ સમજી નહિ; પણ તેને રડતો જોઇ કાબુ ધરાવી શકી નહિ. પોતાની આંખોમાંથી પણ આંસુ વહેવા લાગ્યાં. ધણીનું માથું ઉપાડી હાથમાં લીધું અને તેના પગને હાથ અડાડી કહ્યું:—

"એ કામ તો મારૂં છે, તમારૂં નથી. તમે ધણી, હું દાસી, તમે હુકમ કરનારા, હું હુકમ ઉપાડનારી, તમે માથાના મુગટ, હું ચર્ણરજ દાસી, તમે માલિક, હું ચાકરડી, મને ગુન્હેગાર કરશો નહિ. હું સાચું કહું છું, કે અત્યાર સુધી મ્હારી સમજમાં કશું આવતું નથી કે શી હકીકત છે. પણ તમે મારા પગ પર માથું મૂકી મારી જિંદગીને ડાઘ લગાડયો! ખુદા મારો સાક્ષી છે! હું અત્યાર સુધી અજાણી છું! હું તો આ માથાપર મારૂં જીવન કુરબાન કરવા તૈયાર છું! ખુદા આ મસ્તકને હમેશા ઉંચું રાખે! એને લીધે મારૂં માન અને આ જિંદગીને લીધે મારૂં જીવતર છે! તમારે બારણે મ્હારી પાલખી આવી છે.

અને ચારપાંઇ (જનાજો) જશે ! જીવતી રહું તો તમારી તાબેદારીમાં, અને મરૂં તો તમારી ચાકરીમાં ! તમારી સાથે ઇજત આબરૂથી મારી જિંદગી કાઢું અને તમારે હાથે જમીનમાં દફન થાઉં એજ મારી ઇચ્છા છે. બાપદાદાનો છાંયો મારા માથા ઉપરથી ઉપડી ગયો, ભાઇઓ પણ નથી, સાચા વસીલ અને ખરેખરા માલિક તમે છો. તમે મને જીવતી લાવ્યા છો અને મુઆ પછી કબરને સોંપી દેજો મોટાઓની–વડીલોની લાજ અને આબરૂમાં ફેર પડે નહિ, એજ બંદગીની મતલબ તથા ધારણા છે. જે હાથ વડે મારો હાથ ઝાલ્યો છે તેજ હાથથી માટીને સોંપી દેજો. ખુદા અમર છે, બીજાં મરણાધીન છે.”

કસીમની આંખો વહુ સામે જોઇ શકતી ન હતી કારણ કે તે શરમાતો હતો. વહુના ઉપર પ્રમાણેના બોલવાથી હેડકી બંધાઇ ગઇ. તેનો હાથ પોતાની આંખો ઉપર રાખીને બોલ્યો.:—

“તમે કુળવાન છો, હું નીચ છું, તમે બેગમ, હું નોકર, તમે માણસ હું જાનવર, હું તમારાથી અને તમારા નિરપરાધી બાળકથી શરમાઉં છું. મ્હેં તમારી કદર કરી નહિ. પરંતુ તમે આ પરદેશમાં એવી ઝવેરાત દેખાડી આપી, કે જેનો પ્રકાશ કયામત સુધી રહેશે. મરી ગયેલા આત્માઓ તમારી જિંદગીપર વડાઈ કરશે. અને ભવિષ્યની પ્રજા તમારૂં નામ આંખો ઉપર મૂકશે. તમે મનુષ્યના રૂપમાં ફરીશ્તા છો. અને નસીમાની સૂરતમાં દેવી છો. તમે મારો જુલમ સહન કર્યો, પરંતુ એક પણ શબ્દ બહાર કાઢયો નહિ; આફતો વેઠી, પણ નિસાસો કાઢયો નહિ, હું ગુન્હેગાર છું, હું શરમાઉં છું, કયે મોઢે દીલાસો આપી શકું ? આંખો નથી કે રડી શકું ! નસીમા બેગમ ! સ્ત્રીઓ તમારા ઉપરથી ધડો લેશે, દીકરીઓ તમારે પગલે ચાલશે, દુનિયામાં તમે ખુશી રહેશો, આખેરતમાં તમારી ઉમેદ પાર પડશે. જિંદગી તમારા માટે બગીચો અને મોત તમારા માટે કામધેનું થશે; પરંતુ અફસોસ હું કમનસીબ ! બંને દુનિયામાંથી ગયો ! નસીમા

બેગમ ! મારૂં ઈમાન મને ઠપકો આપે છે, મારૂં દિલ મ્હારા ઉપર ફીટકાર મોકલે છે, નસીમા બેગમ ! તમારી ઉદારતાથી- તમારા પુન્યથી તમારા પિતાના પુન્યથી મારો ગુન્હો માફ કરો, માફ કરો." કસીમના જુલમનો ફોટો નસીમા આગળ ઉભો હતો; પરંતુ તેના ભાષણથી પત્થર પણ પાણી થઇ જાય તો નસીમા બિચારી પોતાના મનને કાબુમાં રાખી શકી નહિ અને કસીમને પગે પડી બોલીઃ—

"હાં, ઠીક."

એનો હાથ પોતાના હાથમાં લીધો અને આકાશ તરફ બંને ધણી ધણીઆણી હાથ ઉંચા કરી ઉભાં થયાં. આ વખતે નસીમાએ પોતાનાં આંસુ અટકાવ્યાં અને કહ્યુઃ—

"મુસીબતોમાં કામ આવવાવાળો મદદગાર, લાચારોને ટેકો આપનાર તું છે; અમે બેઉ શરમાળ ગુન્હેગાર બંદા ત્હારી સેવામાં હાજર છીએ, અમારી જિંદગી ગુન્હાથી ભરેલી અને ભૂલોથી ઠોકર ખાધેલ ત્હારી આગળ રજુ કરીએ છીએ. ખરા મનથી અને સારા વિચારથી અમે પશ્ચાતાપ કરીએ છીએ. એ કબુલ કર અને સારો માર્ગ દેખાડ કે છેવટ સુધી અમારા વચનપર દૃઢ રહીએ."



## પ્રકરણ ૧૯ મું.



કસીમનું અંતઃકરણ એ વખતે વહુની પવિત્ર અસરથી કાંઇક શાંત થયું, તેમ વાત પણ ઘણા લાંબા વખતની હતી- પરંતુ એના મનમાં એવી અસર થઈ કે એક પળ માટે પણ સ્રીથી બેદરકાર રહેતો નહિ. સૂએ છે તો સ્વપ્નામાં તેને જુએ છે, અને જાગે છે તો તેનોજ વિચાર આવે છે. કચેરી સિવાય બહાર જવું

આવવું એણે તદ્દન છોડી દીધું. તે પોતે જે વખતે પોતાની પાછલી સ્થિતિપર વિચાર કરતો ત્યારે થરથર ધ્રૂજતો. ન કચેરીમાં મન ચોટતું કે ન ઘરમાં. કબરસ્તાન જતો, છોકરાની કબરપર રડતો અને કહેતો—"મારા કરતાં વધારે જુલમગાર બાપ કોણ હશે? જેનો લાલ બાપના જુલમનો શિકાર થઇ પડયો અને આ જંગલ વસાવ્યું! જીવતો રહ્યો હોતતો બદલો વાળી આપત, માફી પણ માગત, પરંતુ હવે શું કરૂં." વહુને જોતો તો એની આંખમાં ન તો મેલ છે કે ન તો ચહેરા ઉપર કરચલી. દરેક વખતે સેવામાં હાજર અને તાબેદારીમાં ગરમ રહેતી. કસીમની આવી હાલત જોઇ, નસીમા સમજાવીને કહેતી, પરંતુ એને કોઇપણ રીતે સંતોષ થતો નહિ; અને દિલનો ઉદ્વેગ મટતો નહિ. કચેરીનું કામ બગડવા લાગ્યું અને ખોરાક નામનોજ રહ્યો. કસીમની આ હાલત જોઈ નસીમાને શક ઉત્પન્ન થયો. એકદમ ત્રણ મહિનાની રજા લઈ ઘેર આવ્યાં. અંગ્રેજી જુનાની બધી જાતના ઇલાજો કરાવ્યા; પરંતુ કસીમની તંદુરસ્તી દિવસે દિવસે બગડતી ચાલી. થોડાક દિવસમાં ઉઠવું બેસવું બંધથઇગયું. દરેક વખતે પલંગપર પડયો રહેતો. જિંદગીનાં આગલાં કૃત્ય નજરઆગળ આવતાં અને દીલગીરી તથા નાઉમેદીની તસ્વીર સદાકાળ આંખ સામે દેખતો.

નસીમા તે વહુઓમાંની વહુ ન હોતી કે કસીમે આપેલ દુઃખો યાદ રાખત, અને સુખ ભૂલી જાત. તે સારી રીતે જાણતી હતી કે ખુદા ન કરે પણ કદાચ એ દેહ પડે તો પૂરેપૂરી ખરાબી થઈ પડશે! એનો જુલમ બીજાઓની દયા કરતાં સારો છે. અને અભાવ બીજાઓની મહોબત કરતાં વધારે સારો છે. પોતે ખુશીથી ધણીની ચાકરી કરતી, આખી રાત તેની પાસે બેસતી, દાસીઓ, દીકરાઓ, બ્હેનો, ભાભીઓ બધાં હતાં; પરંતુ એને કોઇના ઉપર ભરૂસો ન હતો. પોતાને હાથે દવા વાટતી, પોતાની રૂબરૂમાં પાતી, પણ ખરાબી એ હતી કે ખાસ બીમારી તેને કોઇ નહોતી કે દવા

તેનું કામ કરે, માત્ર એક પસ્તાવો હતો અને તેજ જીવલેણ બીમારી હતી. નસીમાએ ચાકરીનો એવો હક બજાવ્યો કે કસીમ એનો કલમો પઢવા લાગ્યો. એક દિવસ મધ્ય રાત્રે બધાં સૂતાં હતાં ત્યારે નસીમા બેઠી બેઠી જાગ્યા કરતી હતી. એટલામાં કસીમે પાણી માગ્યું. પાણી પાયા પછી કસીમ તેજ પોતાનાં પાછલાં કૃત્યોની માફી માગવા લાગ્યો. નસીમા લાંબા વખત સુધી સાંભળતી રહી અને ફરીથી બોલી:—

"હું તમને આગળ કહી ચૂકી છું અને હમણાં પણ કહું છું કે મારી જિંદગીની તમામ ખૂબીઓ તમારા દમથીજ છે. ખુદા ન કરે, તમે ન હો તો મારૂં જીવવું નકામું અને રહેવું ફોકટ છે. તમે તમારા જીવને પીગળાવી મને જીવતી કબરમાં મૂકો છો. મોત આ વખતથી વધારે સારૂં છે. હું કાંઇ કહેતી નથી કે ખુદા મને એવો વખત દેખાડે. પરંતુ તમે તમારી સાથે મારી જિંદગીનો છેડો આણોછો. આ દુનિયા, જે આજ તમારા દમથી છે, તે મારા માટે સ્વર્ગ છે. ખુદા ન કરે જે તમારા પછી મારા માટે આફત થઇ પડે! હમણાં તમે દુનિયામાં શું જોયું છે? આપણી જિંદગી હમણાં એક કળી જેવી છે. જેમાં ઘણાં ફળફૂલ આવનારાં છે. તમે આ ખીલેલા છોડવાને કેમ પાયમાલ કરો છો? ભૂલ માણસ જાતથી થાય છે. તે ભૂલચુકનું પુતળું છે. માટે આ વિચારને મનમાંથી કાઢી નાખો અને મારા પર દયા કરો. પલવલમાં તમે મારી ઉદારતાના રક્ષક હતા, આજે હું તમારી મહોબત ચાહનારી છું."

નસીમાની આ દરખાસ્તે દવાનું કામ કર્યું! કસીમના પેટમાં ઉતરતાં પશ્ચાતાપની બીમારીની અસર સ્વાભાવિક રીતે એના મનમાંથી ઓછી થવા લાગી. વહુની આજીજીએ મલમનું કામ કર્યું. અંતઃકરણના ઘા રૂઝાવા લાગ્યા અને થોડા દિવસમાં કસીમ સારી રીતે હરવા ફરવા લાગ્યો.

# પ્રકરણ ૨૦ મું.

ધણીના તરફથી સંતોષ મળ્યા પછી નસીમાને હવે કોઈ ખાસ ફીકર નહોતી. છોકરાની દીલગીરી પણ દૂર થઇ ગઇ હતી. હાં, એ વિચાર ઘણું કરીને એના મનમાં ઉત્પન્ન થતો કે તે ફોઇની ચાકરી વૃદ્ધાવસ્થામાં જેટલી કરવા ચાહતી હતી તેટલી કરી શકતી નહોતી. પાંચ, દશ દિવસ કે ચાર પાંચ માસ પણ સતત ત્યાં જઇ રહેત તોપણ કસીમ એટલો દબી ગયો હતો કે ઘણી ઇજા અને નાખુશ થવા છતાં પણ મોઢેથી જરાપણ બોલી શકત નહિ; પણ નસીમા તો તે વહુ હતી કે જેણે આખી ઉમર ધણીને બડબડવાનો વખત આપ્યો નહિ. તેનું દિલ બેચેન થતું, તબીયત ગભરાતી, પરંતુ ધીરજ ધરતી અને કાબુ ધરાવતી. તે જાણતી હતી કે બહાર પગ મૂકતાંજ નણંદો છે છતાં આખું ઘર બરબાદ થઈ જશે. તેઓ છોકરીઓ જેવી છે. તેમના ભાઇને જોઇએ તેટલો આરામ કદી પહોંચાડી શકશે નહિ. આઠમે દશમે દિવસ જતી, તે એવી રીતે કે સવારે જાય તો સાંજરે પાછી આવે. કારણકે એને ઘેર પણ કોઇ ખાસ કામ એને હવાલે નહોતું. પરંતુ સૌથી વધારે તો બંને નણંદોનું રક્ષણ એક એવી જોખમદારી હતી કે જેણે એને કેદ કરી ગોંધી રાખી હતી. દિવસે જતી તો પોતાના ધણીને ઘરમાં બેસાડી જતી. સાસુની વસીઅત ઉપરાન્ત તેણી તે છોકરીઓ સાથે એવી મહોબત રાખતી કે કદાચ મા જીવતી હોત તોપણ તેટલું કરત નહિ. મોટી રાબીયા હમણાં સોળ વર્ષની થવા આવી; પરંતુ હિંદુસ્તાનના હાલના ઇસ્લામી સુધારાએ છોકરીઓ મોટી કરવાનો રિવાજ દાખલ કરેલ છે તે ઘણો અયોગ્ય છે એથી આ ઘર પણ બચ્યું ન હતું. દિવસો હવાની માફક ચાલ્યા જતા હતા અને કોઈ પણ ખોટી રીતે પણ પૂછતુ નહોતું કે આ ઘરમાં કોઈ કન્યા છે. અમીર ઘરની દીકરી હોવાથી, ખાવાનું સારૂં મળવાથી અને બેફિકર ઉંઘ મળવાથી હાથણી

જેવું શરીર બન્યું હતું. કસીમને ખબર પણ નહોતી પરંતુ નસીમાનું તેને જોઇ જોઈ લોહી સુકાઇ જતું હતું. સઘળી બાજુએ તપાસ કરીને બધા ઓળખાણવાળાઓને કહ્યું. પરંતુ આખું એક વર્ષ વીતી ગયું; અને એક પણ માગું આવ્યું નહિ. અઢાર વર્ષની થઇ ત્યારે ખુદા ખુદા કરીને જેમ બિલાડીના ભાગ્યે શીકું તૂટે તેમ એક વાત આવી. ખુદાની કુદરતની વાત છે કે જે છોકરીની પાસે દશ હજારની જાગીર અને એકને ઠેકાણે ચાર ચાર ઘરેણાં હોય, એને ઠેકાણે એનાં માગાં કરવાવાળો એક આધેડ ઉમરનો, હબસી જેવી સૂરતનો, મિજાજનો પૂરો, સો રૂપિયાનો પગારદાર, ત્રણ છોકરાંનો બાપ, લંગડો, વિધુર અને પરદેશી એવો માણસ મળ્યો.

આ માગાં પર નસીમાએ મોઢું ચઢાવ્યું; પરંતુ ફોઇએ કહ્યું કે દીકરી ક્યાં સુધી બેસાડી મૂકશો ? જુવાની વીતી જાય છે. પછી કોઇને ત્યાંથી એવું માગું આવશે નહિ. જે ઘરમાં નજર કરીએ ત્યાં કુંવારીઓથી કોટ ચણાય એટલી છે. છોકરીઓ શું છે ! કીડીઓનું લશ્કર છે ! વર મળતો નથી. માટે ખુદાનું નામ લઇને કબૂલ કરો. લાચાર થઇને નસીમાએ હા પાડી. કસીમ પણ એક અઠવાડીઆની રજા લઇ બ્હેનને વિદાય કરવા આવ્યો.

નણંદને વિદાયગીરીના એક દિવસ પહેલાં પોતાની પાસે બેસાડી કહ્યું:—

" રાબીયા બેગમ ! હું આ કામને માટે કુદરતનો જવાબ તમારી પાસેથી લેવા માગું છું જે ઘણી મુદતથી મેં તૈયાર કરી રાખ્યો છે, પરંતુ આ કામની એક શાખ એવી નીકળી છે જે વિષે હું તમને આજ દિવસ સુધી વાત કરી શકી નથી. દીકરી ! મારૂં લગ્ન થઈ ચૂકયું અને તમારૂં થવા માંડયું છે. હું મા થઈ ચૂકી છું અને તમે બનશો, નહિ, તમે તો પરણ્યાની સાથેજ મા થશો. તમારાં ત્રણ છોકરાં મોજુદ છે અને દુનિયા તમને એક મોટું જોખમદારીનું મહાભારત કામ સોંપે છે. મને ફિકર છે કે તમે

ભવિષ્યમાં આને વિવેક સમજી લેશો. અને એ નક્કી કરી લોકે ભાભીએ જાણી જોઇને આ કામ કર્યું છે. સોક સારી પણ સોકનાં સાલ ખોટાં. એ પ્રમાણે તમે કહેશો કે મને કુવામાં હડસેલી દીધી છે; પણ એમ નથી. હું ઈમાનથી કહું છું કે તમે મને પેટની દીકરી કરતાં વધારે છો. પરંતુ શો ઉપાય ? રાત દિવસ એજ વિચારમાં રહું છું અને ડરૂંછું, કે કોઈ પણ રીતે તમારો વિવાહ કરી આપું ! હું શું કરૂં ! તમારો એવોજ સંજોગ હતો, અને એ સંજોગ તમારો જુદો નથી. માબાપોની હજારો દીકરીઓ સોકો અને તેમનાં છોકરાંને ભરે છે. અને હજારો ખુદાની બંદીઓ એવી નીકળે છે કે, જેઓએ આ કઠણ રસ્તાને બગીચા જેવો બનાવ્યો છે. જો તમે ઈમાનદારીથી કામ કરશો, અને સમજી લેશો કે મા વગરનાં છોકરાં તમારા પોતાનાં છે, તો બંને દુનિયાની ખૂબીઓ તમારા માટે છે. નિર્દોષ બાળકો ગુન્હેગાર હોતાં નથી. નિકાહનો જોખમદાર એમનો બાપ છે પણ તેઓ નથી. તો એમનાથી અભાવ ધરાવવો એ ઘણીજ બેવકૂફી છે. ખુદાએ એમની પાસેથી એક મા છીનવી લઈ બીજી, એ માટે આપી છે કે તેઓ આગલી માને ભુલી જાય. તેમને છાતી સાથે ચાંપજો અને દયાથી સૂવાડજો. પરંતુ ઘણીખરી છોકરીઓ આ બળાપામાં પડી દીન અને દુનિયા બંનેને ખરાબ કરે છે. શું કરવા દૂર જાવછો ? આપણી ફોઇની છોકરીને યાદ કરો. તમે એમને જરૂર જોયાં હશે. બ્હેન, નસીરાને મર્યાને ભાગ્યેજ આઠ વર્ષ થયાં હશે. એમને પણ એક આવાજ ઘરમાં જવું પડયું હતું. જ્યાં એક છોકરો સાજીદ મોજુદ હતો. ત્રણ વર્ષનો છોકરો સમજતો પણ નહોતો કે મોત છે કે શાદી છે, કે શું છે. બાપ તેને ઘણો ચાહતો હતો. ચારસો રૂપિયાનો પગાર હતો તે ઉપરાંત, હજાર, બારસો ભાડાના આવતા હતા. રૂપિયાની શી કમી હતી ? જરા છોકરાનું શરીર બગડયું કે એણે તરત ચાર બકરાનો ભોગ કર્યો. એ વાત મારી નજરે જોયેલી છે. માના મરણથી બે મહિના પહેલાં તોતળી

કાકી આવી, છોકરાને ખોળામાં લીધો, અને તેની મા ઝાકેરા બેગમને હજારો આશિર્વાદો આપી. તે બાપડી ગરીબ હતી, તેથી કુટુંબીઓ તેને કાંઈ મદદ કરતા. તેથી તે પોતાનું ગુજરાન ચલાવતી, અને તેજ મતલબથી અહિં આવી હતી. ઝાકેરાએ પોતાના છોકરાને અરધો રૂપિયો આપ્યો અને કહ્યું કે જઇને તોતડી કાકીને આપી આવ. છોકરો તે લઈને ગયો. કાકીએ કહ્યું મને ઘણી જરૂર છે માટે રૂપિયો આપો. છોકરો અરધો રૂપિયો લઈ પાછો આવ્યો, અને માને કહ્યું રૂપિયો આપો. ઝાકેરા કહેવાની બેગમ નહોતી, પણ તે સાચી બેગમ હતી. એક રૂપિયો તો શું? સો રૂપિયા છોકરાપરથી કુરબાન કરવા એના માટે અઘરૂં નહોતું. દિલની પણ એવી ઉદાર હતી કે એક રૂપિયાને ઠેકાણે હમેશા દશ વાપરતી; પરંતુ વખતની વાત છે તે વખતે હઠ ઉપર આવી ગઈ અને કહ્યું, નહિ માત્ર અરધો રૂપિયો આપી દે. છોકરો પણ કઈ માનો હતો? અને વળી લાડકો, અમીરનો છોકરો. એડીઓ ઘસવા લાગ્યો, અને પછાડા ખાવા લાગ્યો કે રૂપિયો લઇશ. ઝાકેરાએ પણ સમ ખાઇ લીધા અને કહ્યું કે જોઉં તો ખરી તું છે કોનો દીકરો? રૂપિયો તો લે. એટલામાં બાપ કચેરીએથી આવ્યા, લુગડાં પણ કાઢયાં નહોતાં એટલામાં પડયા આખડતા છોકરાને લઈ લીધો અને પ્યાર કરીને કહ્યું—"મારો ચંદ્ર! એક રૂપિયો તો શું? મારી પાસેથી લે, બબે, ચાર ચાર, દશ આપીશ" ઝાકેરા પણ હઠીલી હતી. સમ ખાઇને કહ્યું, જો તમે એને રૂપિયો આપશો તો મારા કરતાં વધારે ખરાબ બીજી કોઈ નથી. અમે બધાં બેઠાં બેઠાં હસતાં હતાં એટલા માટે કે છોકરાની હઠ અને માના સમ, જોઇએ ફેસલો શું થાય છે? ડેપ્યુટી સાહેબે ગમે તેટલો પ્યાર કર્યો તોપણ શું થવાનું? તે કાબુમાં આવવાવાળો હતો! ધણીએ વહુને કહ્યું—"તમે સાચું કહો છો કે રૂપિયાના સમ ખાધા છે?"

વહુ—"હા, મેં સમ ખાધા છે. આ વખત નહિ આપું. પછી બે આપીશ."

ડેપ્યુટી સાહેબે દાસીને કહ્યું–"મારી પેટી લાવ."

વહુ—"ઠીક, તમે રૂપિયો આપી જોઇ લો. ખુદાના સમ છે કે હું એને મારી સાથે સૂવાડું ! મારા સમ કાંઇ ગણતીમાં નથી !"

ધણી—"જુઓ તો ખરાં ! તમારા સમ તૂટે ત્યારેજ ગુસ્સો કરજો ?"

વહુ—"ઠીક છે."

ડેપ્યુટી સાહેબે પેટી ઉઘાડી જેમાં અશરફીઓની થોકડીઓ પડેલી હતી. તેમણે છોકરાને કહ્યું–"લો, એક લઇને આપી આવો." એક અશરફી લઇ છોકરાએ જઇને આપી. કાકીએ હજારો આશીર્વાદો આપી. આ તરફ બાપ હસ્યો. પેલી તરફ માને પણ હસવું આવ્યું. તો બાઇ, ખુદા સલામત રાખે એવા બચ્ચાને ! જ્યારે આ ઝાકેરા મરી ગઇ, ત્યારે ડેપ્યુટી સાહેબ એની સગી સાળી નસીરા બેગમની સાથે પરણ્યા, એવું સમજીને કે સગી માસી છે એથી સારી પરવરશી ભાણેજની કોણ કરશે ? નસીરાનું પીયર પણ કાંઇ સારી હાલતમાં ન હોતું. બાપ તો હતોજ નહિ. માત્ર એક મા હતી, અને બે નાના ભાઇ. પરંતુ ખુદા આ ઝાકેરાને જન્નત નસીબ કરે ! જ્યાં સુધી તે જીવતી રહી ત્યાં સુધી પીયર વાળાને એવા નિહાલ કર્યા કે તેને ચારે તરફથી વાહવાહના અવાજથી વધાવી લીધી. ઝાકેરાએ એજ નસીરાને કુંવારાપણામાં એટલું આપ્યું કે બાપ પણ હોત તો આવી મજા કરાવત નહિ. સારામાં સારૂં ખાવાનું, સારામાં સારાં લુગડાં, ચીજોમાંની સારી ચીજ, સરસમાં સરસ વાનાં, આ મરનારીના ગળામાંથી બ્હેન સિવાય કોઇ પણ ચીજ ઉતરતી નહોતી. અમે તો બંને વખત એજ બોલતા કે ભરેલી થાળીઓ ચાલી આવે છે, અલગાર નામનું કપડું, મણો બંધ અનાજ, શેરોબંધ ઘી, રેશમી થાન, આખાને આખા ચીકનના દુપટ્ટા, નવીને નવી જોડી રૂપેરી કોરો, સલમા ટીકીઓ વગેરે–જે કાંઇ હોય તે બ્હેનને આપી દેતી. ઝાકેરાની હયાતી સૂધી તો નસીરાની એ

હાલત હતી કે ભાણેજ એક દિવસ પણ ન આવે તો ગાંડાએ માફક ફરતી, પરંતુ લગ્ન થયાં કે તરતજ ભાણેજ ઝેર લાગવા માંડયો, અને પોતાને એક છોકરો થતાંજ જો કે તેનાપર મરતો હતો તોપણ આ કમનસીબ સાજીદના જી જીવલેણ દુશ્મન થઇ ગઈ. દરેક વખતની ચાડી ચુગલી ઉશ્કેરણીથી તેને આખરે એવો અભાવ થઇ ગયો કે તેના પણ પૂછતો નહિ. દરેક વખત એનો છોકરો માજીદ હાજર ર ટૂંકામાં કહીએ તો મહિનાઓના મહિના વીતી જતા આંખ ઉંચી કરી સાજીદ ભણી તે નજર પણ કરતો નહિ. વાત એ છે કે આ કાંટો પહેલાંથીજ નસીરાના મનમાં રહ્યો હતો. અને એજ ફિકરમાં રહેતી કે કોઈપણ રીતે છેડો લાવું. પરંતુ મોત ન ડેપ્યુટી સાહેબના હાથમાં કે નસીરાના હાથમાં ? હાં, એટલું તો એણે કર્યું કે જો કદી જોવામાં પણ આવતો તો બાપની આંખોમાં એને જોઇ વરસતું. મા વગરના છોકરાઓની જુલમગાર સાવકી મ હાથમાં જે દુર્દશા થાય છે તે જાહેર છે. પરંતુ કમનસીબ ની સ્થિતિ માસીને લીધે એવી થઇ કે ખુદા દુશ્મનોના ઓને પણ એવી ન કરાવે.

માજીદનાં ફાટેલાં જૂનાં લુગડાં, ઉતરેલા પગરખા મેલી ટોપી, તેના ખાવામાંથી વધેલું ખાણું, આ ગરીબ સાજીદને મળતાં. અને આખો દિવસ એની પાછળ ગુ માફક છોટેમીયાં, છોટેમીયાં કહેતો ફરતો. એની એટલી નહોતી, કે તે નસીરાને માસી કહીને બોલાવી શકે, બેગર કહીને બોલાવતો અને તે કઠણ હૃદયની માસી ખુશી થતી દના પાટીના પલંગ ત્રણ ત્રણ હતા પરંતુ તે આફતમાં ર છોકરાનો એક પણ નહોતો. મા વિનાનો લાચાર છોકર ચટાઈ–સાદડીપર પડી રહેતો ! અને જેમ તેમ કરી કાઢતો. માજીદના સૂતા પછી સૂવા જતો, અને એની

ઉઠતો. જો એની આંખ ન ઉઘડે તો શિયાળાના દિવસોમાં ઘાતકી માસી ટાઢા પાણીનો કટોરો તેના ઉપર નાખતી. ઈદ, બકરીઈદ આવતી જતી, લગ્ન અને વિવાહો થતાં અને થઇ રહેતાં, પણ મા વગરના છોકરાને બે પૈસાની ટોપી પણ આપનારો કોઈ ન હતો. સેંકડો રૂપિયાનો માલ ઘરમાં આવતો. પરંતુ માસીની બીકને લીધે તે આંખ ઉઘાડીને પણ જોઈ શકતો નહતો. ધણી ધણીયાણી અને માજીદ અંદરની ઓશરીમાં બેસતાં અને સાજીદ બહારની ઓશરીમાં બેસી પોતાના કીસમત—નસીબ–ભાગ્યને યાદ કરી રડતો. ખુદા એવા બાપને દોજખમાં પણ આરામ ન આપે; છ વર્ષનો છોકરો તરકારીની તપેલી રસોડામાંથી લાવતો અને જોતો ત્યારે બે ગુન્હેગાર નિર્દોષ છોકરાને તમાચો તથા નેતરનો માર પડતો ! અને બાપ હસ્યા કરતો ! નસીરા ધણી આગળ માત્ર આટલીજ વાત કહેતી કે પાણીનો લોટો લાવવામાં ઢીલ કરી એવું બહાનું કાઢી ચીમટીઓ ભરતી, અને વળી તમાચા પણ મારતી, પણ એના મનમાં કશો વિચાર આવતો નહિ. આશરે બે વર્ષ સાજીદની જિંદગી એવીજ રીતે વીતી ગઈ, અને માજીદની સુન્નત શાદીનો પ્રસંગ આવ્યો. ધામધૂમથી તૈયારીઓ થવા લાગી. અઢી હજાર રૂપિય.નું કપડ ઘરમાં આવ્યું, પરંતુ કમનસીબ સાજીદના નસીબમાં એક પૈસાનું પણ ન હતું વળી એને એટલો પણ હુકમ નહતો કે તે લુગડાં તરફ નજર કરી શકે ? પરંતુ આખરે તે બાળક હતો તેથી જોવા ઉભો રહેતો. માજીદનાં લુગડાં જોઈ જોઇને મા અને બાપ બેઉ બાગબાગ થઇ જતાં અને સાજીદ પણ તાકી તાકીને જોતો. બે વખત નસીરા તેની તરફ ઘુરકી કે તે ચાલ્યો જાય, પણ કમનસીબ છોકરો સમજી શકયો નહિ. નસીરાને માઠું તો ઘણું લાગ્યું, પરંતુ પોતાને હાથે સજા કરવાનું વ્યાજબી ધાર્યું નહિ અને એવા લાગમાં બેસી રહી કે એને એના બાપની પાસે સજા કરાવે. બરાબર છઠ્ઠીના દિવસે જ્યારે આખા ઘરમાં ઝાડો, ફાનસો વગેરે મૂકયાં હતાં ત્યારે માજીદે કાંઈ વાત પર મા સાથે ગુસ્સો કરી ઝાડોમાં લાકડી મારી. કાચનું ઝાડ ! શું

ચીજ હતી ! જરા વારમાં તૂટી ગયું ! મા વિલાપ કરતી ઉઠી પરંતુ તે હસતો હસતો નાસી ગયો. આસરે કલાક દોઢ કલાક પછી ડેપ્યુટી સાહેબે આવીને જોયું કે ઝાડતો તૂટેલું પડયું છે. દોઢસો રૂપિયાનું ઝાડ કાંઈ ઓછી કીમતનું ન હતું તેથી ઘણા દીલગીર થયા. વહુને પૂછયું કે એના પર શી આફત આવી ?

નસીરા—શું કહું ? મારાથીજ તૂટયું છે ?

ધણી—આખરે કહો તો ખરાં ! કહેવામાં શું નુકસાન છે, શું તમે નાનાં બાળક છો કે તમારાથી તૂટી જાય ?

નસીરા—મારા સમ ખાવ કે કંઇ કહેશો નહિ.

ધણી—ઠીક, તમે બતાવો તો ખરાં.

નસીરા—શું કહું ! મારૂં નામ બદનામ થાય એટલા માટે હું તમને કદી કાંઈ કહેતી નથી. શરૂઆતથીજ બધાંએ મને આંગળી ચીંધામણી કરીરાખી છે. સાજીદે લાકડી મારી. તે લાકડી મને મારતો હતો. ખુદાના સમ કે મને તો ખબર પણ નથી, કે દસ્તરખાન ક્યાં હતું ! ભલે, મને તો અછડતી વાગી તો મારા નસીબમાં લોહી નીકળવાનું હતું તે નીકળી ગયું, પરંતુ ઝાડનું આવી બન્યું હતું તે તૂટી ગયું. ઝાડતો ભલે તૂટયું. પણ સાજીદની હિંમત તો જુઓ કે તે કેવો હિંમતવાન છે ! મને લાકડી મારી જેથી લોહી નીકળ્યું !

ડેપ્યુટી સાહેબ ક્રોધમાં ગાંડા થઈ ઉઠયા ત્યારે ઢોંગી વહુએ લાખો સમ આપીને કહ્યું:-“ મારા સમ છે, મારશો નહિ. ” તે વળી પોતાના મનમાં જાણતી હતી કે હવે પૂરેપૂરો દાવ આવ્યો છે. હવે શું બાકી રહેશે ? એજ વાત ચર્ચાતી હતી. તે ઉઠીને આંગણામાં ગયો. જ્યાં સાજીદ બેખબર થઇ બેઠો બેઠો પોતાના ફાટેલા હાથ જોયાં કરતો હતો. ત્યાંથી ઘાતકીપણે હાથ પકડી જેટલો મારી શકાય તેટલો માર્યો અને શહેરમાંથી બહાર કાઢી મૂકયો !

રાત કમનસીબ છોકરાને ખોળામાં લેવા માટે એના માથા પર આવી, તારાઓ એની કમનસીબીપર રડયા, ચંદ્રમાએ એની નાજુક હાલતપર આંસુ પાડયાં, પવને દયાળુ મોઢે એના મોંપર ચુમ્બન કર્યું, અને ચાંદનીએ મા વગરના છોકરાપર વહાલ કર્યું. મુસીબતમાં સપડાયલો સાજીદ બધી બાજુ તરફ નજર ફેરવતો હતો. પરંતુ ન કોઈ માણુસનો અવાજ કે ન કોઇ બીજાનો દમ સાંભળવામાં આવ્યો. નિર્દોષ આત્મા કાંપી ઉઠયો અને તેનું નાનું મન કાંપતું કાંપતું આગળ વધ્યું અને ચમકયું. જ્યાં જતો ત્યાં લાચારી એની સાથે રહેતી. નાનું દિલ બીકને લીધે ધ્રૂજી રહ્યું હતું. કુદરતની સઘળી ચીજો, સખ્તમાં સખ્ત હૈયાવાળા માણુસો, જુલમગારમાં જુલમગાર એ સઘળા નસીરાને ફિટકાર આપી ચૂપ થઈ ગયાં. ચંદ્ર સંતાઇ ગયો, તારાઓ વિખરાઇ ગયા અને આકાશ સ્થિર થઈ ગયું. આકાશે પોતાની બાજુ ફેરવી, વાદળાં નિર્દોષ છોકરાના નિરપરાધીપણુાપર રોવા લાગ્યાં અને જ્યારે મધ્યરાતના સુનકાર વખતમાં જોસભેર વરસાદ વરસતો હતો ત્યારે વગરમાનો ૭ વર્ષનો નિરપરાધી બાળક વેરાન જંગલમાં એકલો બીકને લીધે અને ટાઢથી થરથર ધ્રૂજ્યા કરતો હતો. એટલામાં એક અમુક સર્પે એની જિંદગીનો છેડો આણ્યો.

એ તે વખત હતો કે જ્યારે નસીરા બેગમનું ઘર મેમાનોથી ખીચોખીચ ભરેલું હતું. મીરાસણો ભભકાથી ગાઇ રહી હતી. નસીરા આખા દિવસના કામથી અને બે દિવસનો ઉજાગરો હોવાને લીધે એણે વિચાર્યું કે હું જરા કેડ સીધી કરી લઉં. તેથી પોતાના પલંગપર જઇને સૂતી. સૂતાની સાથેજ તેણે સામેની દિવાલપર એક રોશની જોઈ, જેમાં એક મનુષ્યની સૂરત દેખાઈ તેથી ચમકી ઉઠી, ડરીને પૂછયું, કે “ કોણુ છે ? ”

તસ્વીર—“હું તારી સગી બ્હેન ઝાકેરા. કમનસીબ આત્મા ! દુઃખી અને નિર્દોષ સાજીદની મા છું ! તને આ મોજ મજાની ઘડીઓ મુબારક થાય. તારા લાલનાં ગામો વસે,

તારો ચૂડો હમેશા કાયમ રહે, તું દૂધે નાહે, તારા પુત્ર પરિવાર વધે; પરંતુ નસીરા મારી મહોબત અને સેવા આને લાયક નહતી, કે જે તેં મારા લાલની સાથે કર્યું. તું બેગમ છે. આ ઘરની માલિક છે, મારો તને કાંઈ કહેવાનો હક નથી, હું મારી જિંદગી અને આ દુનિયા પૂરી કરી ચૂકી, મારો નમુનો તારી આગળ છે, હું હમેશા જુલમ થયેલાથી બીતી, નિરપરાધીઓને નમતી, વિધવાઓના દુઃખમાં ભાગ લેતી, ટૂંકમાં મારી જિંદગાનીની મતલબ માત્ર ખુદાના બંદાઓની સેવા અને મોહતાજોની મદદ હતી. એમછતાં પણ હું હમેશા ખુદાના ડરથી કાંપતી અને મોતથી ધ્રૂજતી. મારી પાસે માફીનો કોઈ સામાન નહતો. જ્યારે દોજખના ભડકા અને અગ્નિની ઝાળો મને બાળવાની તૈયારીમાં હતાં, કબર પોતાનું ભયાનક મોઢું વિકાસી મને ગળી જવાની તૈયારીમાં હતી, ત્યારે તમે સઘળાં સગાં વ્હાલાંઓએ મને નહવડાવી ઘરથી વિદાય કરી અને મારી સઘળી મહોબત પૂરીકરી નાખી. માણસોએ મને જમીનને સોંપી પોતાનું મોઢું ફેરવ્યું તે વખત ઘણો નાજુક હતો, આખી ઉમરના દરેક કામના જવાબ આપવામાં, દરેક કૃત્યની પૂછપરછમાં, દરેક કામની જોખમદારીમાં, દરેક કામની તપાસમાં રોકાયલી હતી. નમાજો માત્ર દેખાવની હતી, તેથી તેઓ નકામી ગઇ. રોજાં પણ રાખતી તે પણ જબરજસ્તીથી, તેથી તેઓ પણ નિરૂપયોગી થઇ પડયાં. વળી જ્યારે આવા નાજુક વખતે કોઈ મદદ કરવાવાળો દોસ્ત નહતો ત્યારે કેટલાક યતીમો, કેટલાંક નિર્દોષ બાળકો, કેટલીક વિધવાઓ, કેટલાંક દુઃખી માણસો, કેટલાંક નિરાધાર માણસો, જેઓને આજે સઘળી દુનિયા તિરસ્કારથી જુએ છે અને અભાવ ધરાવે છે તેઓ સઘળા મારી કુમકે દોડયા. આ પવિત્ર આત્માઓ બીજી દુનિયામાં રાજ કરતા હતા. અસ્તત્વના દેશમાં તેમનો સિક્કો જારી હતો. અને આ દુનિયાની બાદશાહી એમના

કબજામાં હતી. અહીંઆ જેઓ મારી મદદ પર હતા તેઓની ત્યાં હું મોહતાજ છું. મહાન કુદરતવાળા પવિત્ર ખુદાની જાત એઓમાં મળી ગઈ હતી. તેઓએ મારો આદર સત્કાર કર્યો, અને મારાં કૃત્યનો બદલો આપ્યો, અને મારા પર દયા બતાવી. એમની એ અસરથી મારે માટે નક્કી થયેલું દોજખ રાખ થઇ ગયું અને ભઠકાઓ ઠંડા થઈ ગયા, કબર મારા માટે બગીચો થયો, અને મારો પાપી આત્મા સ્વર્ગમાં જઈ પહોંચ્યો. આજે મને હુકમ કરવામાં આવ્યો કે હું આ ક્ષણભંગુર દુનિયાની રચના જોઉં અને મારા લાડકવાયા સાજીદના આત્માને આવકાર માટે સામે લેવા આવું. જે હકીકત મેં જોઈ તે હું કહી શકતી નથી. આજે તારા છોકરાની સુન્નત શાદી છે; તું બેગમ થઇને બેઠી છે, નોકરો તારી હામાં હા ભરે છે, દાસીઓ તારા અણસારા પર હાજર અને ધણી તારા હુકમ પર તૈયાર છે. પણ બેવકુફ બેગમ ! ખુદાનું એક પ્રાણી, એક ભોલો અને ભલો બાળક, વગર માનો બેવારસ મોટો લાલ, નિરપરાધી છોકરો, તારા જેવી અખ્ત્યારવાળી સ્ત્રીના સ્ત્રીચરિત્રથી બાપના હાથથી વેરાન જંગલમાં દમ ઘુંટી ગયો. કેમ બેગમ ! સગો બાપ અને સગી માસી આવી રીતે મઝા મારે ! અને સાજીદ મધ્યરાતના સુમસામ વખતમાં ભર વરસાદમાં એકલો પડી દુનિયાનો ત્યાગ કરે. તારો એકનો એક છોકરો ઓશરીની બહાર જાય નહિ અને મારો છોકરો તારે હાથે જિંદગીની છેલ્લી રાત આવી રીતે ગુજારે ! તારા છોકરા માટે સેંકડો માણસો ભેગાં થયાં છે અને સાજીદના શબપર કોઇ બે આંસુ પાડનાર પણ ન હોય ! જો મારા હાથમાં તારૂં આમાલનામું રહ્યું ! જેમાં જુલમો સિવાય એક પણ સારૂં કામ ( નેકી ) નથી. આ તરફ નજર કર. મોત તારે માટે મોં ફાડી સામે તૈયાર ઉભું રહ્યું છે.

નસીરા બેગમ ! જે થવાનું હતું તે થઇ ગયું. સાજીદનો આત્મા સ્વર્ગમાં જઈ પહોંચ્યો. હવે તારો અને એનો ઈન્સાફ સાચા હાકેમને સોંપ્યો છે.

વળી તે વખત દૂર નથી, જ્યારે દુનિયા તારા જેવી નારાજ, નાઉમેદ, જુલમગાર અને ઢોંગી સ્ત્રીને તેનાથી વિખુટાં પાડે અને તું તેનું પરિણામ ભોગવે. જો આ શું છે ?"

નસીરા બ્હેનના આ ભાષણથી થર થર ધ્રુજતી રહી, હેડકી બંધાઇ ગઈ, સાદ પણ નીકળતો બંધ થઈ ગયો, હાથ પગ હાલતા બંધ થયા, અલબત આંખો પોતાનું કામ કર્યા કરતી હતી. હવે જ્યારે બ્હેનના કહેવાથી નસીરા પેલી તરફ જુએ છે ત્યારે એક ભયાનક દેવ, જેના કપાળ ઉપર મોત લખ્યું હતું તે મોઢું ઉઘાડી સામે ઉભો હતો. તેથી એક મોટી ચીસ પાડી બેભાન થઈ ગઇ. આખું ઘર દોડી આવી પહોંચ્યું. શુદ્ધિમાં આવી ત્યારે જોયું તો કોઇ ન હતું. નહતો તે આત્મા, ન હતું તેનું ભાષણ, ન હતો દેવ, કે ન હતો તેનો ફોટો !

ત્યારે દીકરી રાબીયા આ બનાવથી મારી મતલબ એ છે કે મા વગરનાં છોકરાંઓને તારા પોતાનાં છોકરાંઓ કરતાં વધારે જાણજે અને યાદ રાખજે કે એમનો નિસાસો આસમાનના મિનારા હલાવી નાખે છે.

## પ્રકરણ ૨૧ મું.

રાબીયાને વિદાય કર્યા પછી નસીમાએ હાજરાની ઘર કેળવણી પર ફરીથી ધ્યાન આપ્યું. એક દિવસે આકાશ વાદળથી ઢંકાઇ ગયું હતું, થોડાં થોડાં વરસાદનાં ટીપાં પડતાં હતાં, એટલામાં હાજરાંએ ભાભીને કહ્યું–" ભાભીજી, ભાભીજી આજતો તલણનો દિવસ છે તો ચાલો આપણે પુરીઓ તળીએ. "

નસીમા—" ઠીક ત્યારે. પણ એવી શરતે કે વરસાદ કેવી રીતે વરસે છે એ તમે દેખાડી આપો. વાદળાં, પાણી, વિજળી, ગર્જના, ચમકારા અને ગડગડાટ એ સર્વ શું છે ? તે કહો. એટલામાં હું હમણાં તળવાનો સામાન તૈયાર કરાવી આપું છું. "

હાજરા—" મને તો માલૂમ નથી. એ બાબત વિષે તમે

કાંઇ કહ્યું નથી. હું તો માત્ર એટલુંજ જાણું છું કે વાદળાં વરસાદ વરસાવે છે, અને એમાંથીજ વિજળી પડે છે. તમે એક વખત સમજાવી આપો તો પછી હું યાદ રાખી લઈશ."

નસીમા—"અરે હાજરા ! એટલું પણ જાણતાં નથી ? ત્યારે ઠીક, પહેલાં જે હું કહું તે સમજો અને ત્યાર પછી તે મને સમજાવી આપો. પાછળથી તળવાનો સામાન સો વખત લો."

હાજરા—"કહો ત્યારે."

નસીમા—"ઠીક, પાણીમાંથી વરાળ નીકળે છે એતો તમે જાણો છો ! કેટલીકવાર ચૂલા ઉપર તપેલીમાંથી નીકળતી જોઇ હશે ! તે કેમ નીકળે છે ? ગરમીને લીધે. તો આ વરાળ બધા દરિયામાંથી બલ્કે દરેક ભીની વસ્તુમાંથી ગરમી પહોંચવાથી નીકળે છે. સૌથી વધારે દરિયામાંથી નીકળે છે. કારણ કે દુનિયામાં પાણી સૌ કરતાં વધારે છે. મતલબકે દરિયા, નદીઓ તથા બીજી ભીની ચીજોમાંથી વરાળ નીકળી ઉપર ગઇ. તમે જુઓ છો કે આ વરાળ કેટલી હલકી હોય છે. હલકી હોવાને લીધે પવન ઉપર લઇ જાય છે, આ વરાળના જથ્થાને વાદળાં કહે છે. જે સૂર્યના કિરણને લીધે જુદી જુદી જાતનાં દેખાય છે. તમે એ પણ જાણો છો કે ઉપર શરદી અહિંના કરતાં વધારે હોય છે. તેથી તે વાદળાં ઉપર પહોંચે છે ત્યારે ત્યાં તેમને ઠંડક મળે છે. અને આ વાદળાંને ઠંડી લાગવાથી પાણી થઇ જમીન પર પડે છે. તેને આપણે વરસાદ કહીએ છીએ. જ્યારે ઠંડક ઘણી વધારે થાય છે ત્યારે વરાળ વધારે જામી જાય છે. અને આ જામી ગયેલી વસ્તુનું નામ કરા છે. જે પાણી સાથે વરસે છે. શિયાળામાં તમે ઘણીવાર જોયું હશે કે સવારના વખતે સઘળા આકાશપર વાદળાં હોય છે, એ પણ તેજ વરાળ છે. આટલું તો તમે ઘણી સારી રીતે સમજી ગયાં હશો, કે વરસાદ, વાદળાં અને કરા શું છે ?

હાજરા—હા, જી, એ તો હું ઘણી સારી રીતે સમજી ગઇ.

નસીમા—ઠીક, ત્યારે હવે આગળ ચાલો. વિજળી શું છે ? તે હું તમને પહેલાં કહી ચૂકી છું કે બે પદાર્થને ઘસવાથી તણખો ઉત્પન્ન થાય છે. હજારો વખત તમે જોયું હશે. બે પત્થરો ઘસ્યા અને તેમાંથી કાંઇ તણખા ઉત્પન્ન થયા. ખરી રીતે એ ગરમી છે. જે દરેક વસ્તુમાં હોય છે. એટલે સુધી કે બરફમાં પણ છે. ત્યારે વાદળામાં જે ગરમી હોય છે તેનું નામ વિજળી છે. તમે લોહ ચુંબક જોયું છે ? તેના ભણી લોઢું ખેંચાઈ આવે છે. તેવીજ રીતે જો તમે બે પદાર્થ એક ઓછી ગરમીવાળો અને બીજો વધારે ગરમીવાળો સાથે રાખો તો વધારે ગરમીમાંથી ગરમી નીકળી જઈ, તે પદાર્થ ઓછી ગરમીમાં આવી જશે. વાદળાંમાં તે ગરમી જ્યારે એકમાંથી નીકળી બીજામાં જાય છે ત્યારે જે ગડગડાટ થાય છે એનું નામ ગર્જના છે. જ્યારે વાદળાં જમીનની પાસે આવે છે ત્યારે નજીક હોવાને લીધે, જમીન તેમાંની ગરમીને પોતાની ભણી ખેંચી લે છે. અને એનું નામ વિજળીનું પડવું છે.

હાજરા—ભાભીજી, આ વાતો સાંભળીને અજાયબી પેદા થાય છે! અગાઉ તો હું કંઈ બીજુંજ સમજતી હતી.

નસીમા—તમને માલૂમ છે કે જમીન જે આટલી મોટી છે, તે સૂર્ય કરતાં ઘણી નાની છે, અને તારાઓ જે આટલા નાના જોવામાં આવે છે તે પણ જમીન કરતાં મોટા છે. સૂર્ય આપણાથી પોણા પાંચ કરોડ ગાઉ દૂર છે. ચંદ્ર જમીન કરતાં નાનો છે. અને તે એક લાખ વીશ હજાર ગાઉ દૂર છે. સૂર્ય તો પ્રકાશિત છે. પરંતુ ચંદ્રમામાં પ્રકાશ નથી. તે માત્ર સૂર્યનું અજવાળું પડવાથી પ્રકાશ આપે છે તેવીજ રીતે કેટલાક તારાઓ પણ છે. તારાઓ પ્રકાશિત છે પરંતુ એમાંના કેટલાક પ્રકાશિત નથી. જેમ સૂર્યના કિરણથી જમીન પ્રકાશે છે તેમ વગર પ્રકાશના તારાઓ ગરમીથી આપણને પ્રકાશિત જોવામાં આવે છે. હું તમને કહી ચૂકી છું કે પૃથ્વી ગોળ છે. પૃથ્વીના જેટલા ભાગમાં સૂર્યનાં કિરણ પડે તે ભાગમાં દિવસ અને બાકીના અરધા ભાગમાં અંધારૂં રહે ત્યાં રાત કહેવાય છે. દિવસે તારાઓ આપણને પ્રકા-

શિત જોવામાં આવતા નથી એનું કારણ એ છે કે સૂર્યનાં કિરણો એટલાં ચમકદાર અને પ્રકાશિત હોય છે કે તારાઓ તદ્દન ઝાંખા પડી જાય છે. એટલે તે પોતે દેખાતા નથી તો પછી તેમનું અજ વાળું કયાંથી દેખાય ! એક બીજી વાત સાંભળો. કુદરતના આ સઘળા બંદોબસ્તમાં એક ચીજ આકર્ષણ પણ છે. પૃથ્વી દરેક વસ્તુને પોતાની તરફ ખેંચે છે કારણ કે જે ચીજ તમે ઉપરથી ફેંકશો તે નીચે પડશે અથવા તો ઉછાળશો તો હેઠળ આવશે. તેવીજ રીતે ચંદ્ર, તારા, સૂર્ય, બધા અંદર અંદર એક બીજાને ખેંચે છે. પૃથ્વી સાથે અગીયાર તારા છે. જે સૂર્યની આસપાસ ફર્યા કરે છે. પૃથ્વી સૂર્યની આસપાસ એક કલાકમાં અઠાવન હજાર માઈલ લગભગ ફરે છે. તપાસથી એમ માલૂમ પડયું છે કે તારાઓમાં દુનિયા વસેલી છે. પહાડો, વાદળાં, બરફ, હવા પણ ત્યાં છે. વળી એ પણ સાંભળી લો કે જ્યારે સૂર્ય અને ચંદ્રની વચ્ચે પૃથ્વી ફરતી ફરતી આવે છે ત્યારે ચંદ્રગ્રહણ થાય છે, અને જ્યારે સૂર્ય અને પૃથ્વી વચ્ચે ચંદ્ર આવે ત્યારે સૂર્ય ગ્રહણ થાય છે.

એટલું તો તમારા જાણવામાં આવ્યું કે હલકી ચીજો ઉપર જલદી આવે છે. જો કોઇ વાસણમાં તેલ અને પાણી હોય તો તેલ હલકું છે અને પાણી ભારે છે તેથી તેલ તરીને પાણી ઉપર આવી જશે. જો કોઇ વાસણમાં પરાળ હોય તો તેમાં પાણી રેડો તો પાણી ઉપર પરાળનાં તણખલાં તેલની માફક એટલા માટે તરશે કે તેઓ પાણી કરતાં હલકાં છે. પતંગ કે કનકવા તરફ જુઓ. કેવી રીતે તે હવામાં ઉડે છે ? પરંતુ હિસાબ કરો તો માલૂમ પડશે કે એના કાગળે કેટલી હવા ઘેરી લીધી. મતલબ કે જેટલી નકર ચીજ હશે તેજ પ્રમાણે તેના પર પૃથ્વીના આકર્ષણની અસર વધારે થશે. જુઓ પતંગને પવનમાં ઉડાડી છોડી મૂકો, તો કેટલીકવાર પછી તે પણ નીચે પડશે. પણ ભારે વસ્તુ જલદી પડે છે. કારણકે તેને આક-ર્ષણની વધારે અસર થાય છે. દેખીતી રીતે માલૂમ પડતું નથી તોપણ હવામાં વજન હોય છે. પણ વિચાર કરવાથી માલૂમ

પડયું છે કે એક રૂપિયો જેટલી જગા રોકે તેટલી જગામાં કંઈ નહિ તો પાંચશેર હવા હશે. ઠીક, ત્યારે એ સાંભળો કે, લોહ ચુંબક તમે જોયું તો હશે. એમાં એવા ગુણ હોય છે કે એ લોઢાને પોતાની તરફ ખેંચે છે. બલ્કે જો અમુક લોહ ચુંબકના લોઢાની એક લાંબી સોય બનાવી લોતો એનો એક ભાગ ઉત્તર તરફ અને બીજો ભાગ દક્ષિણ તરફ રહેશે. હોકા યંત્રનું પણ એવુંજ છે. જો રાત બેરાત, જંગલમાં, પહાડ પર કે દરિયામાં કે ગમે ત્યાં તમે હો અને દિશા શોધી કાઢવાની જરૂર હોય તો આથી એકદમ જણાઈ આવશે. કારણકે માર્ગોપદેશ હમેશા કીબલા ભણી રહેશે. આતો ઘણી મોટી મોટી વાતો છે. જે મેં હમણાં તમને કહી છે. આવો સાથે સાથે તમને કેટલીક ટૂંકી હકીકત રંગોની પણ કહું. દુનિયાં જાણે છે કે હજારો રંગ છે. પણ ખરી રીતે રંગ માત્ર ત્રણ છે. લાલ, પીળો અને વાદળી. બીજા જેટલા રંગો છે તે સઘળા આજ ત્રણ રંગોમાંથી બને છે. અને બધા રંગ મળી ધોળો રંગ ( કુદરતમાં ) બને છે. વરસાદના દિવસોમાં તમે આકાશપર ઈંદ્ર ધનુષ્ય-મેઘ ધનુષ્ય-નીકળેલું જોયું હશે. એનું કારણ એ છે કે પાણીનાં ઘણાં ઝીણાં ટીપાં રહી જાય છે. જ્યાં સૂર્ય સામે આવ્યો અને તેનાં કિરણો રંગીન દેખાવા લાગે છે. એક બીજી વાત કહું છું એતો તમે ઘણીવાર જોયું હશે, કે આપણે ગાડી કે ટ્રેનમાં બેસીને જઈએ છીએ અને બહાર ડોકું કાઢી જોઇએ છીએ ત્યારે એવું માલુમ પડે છે કે જમીન એકદમ દોડી ચાલી જાય છે. પણ ખરી રીતે તે દોડતી નથી બલ્કે આપણે પોતે ગાડી કે ટ્રેનમાં દોડી જઇએ છીએ. જ્યારે જમીન નાસતી માલૂમ પડે છે. એવીજ રીતે જ્યારે કદી ચંદ્રના અજવાળામાં વાદળાંના કટકા આકાશપર હોય છે તે એવા માલૂમ પડે છે. ચંદ્ર જોસભેર દોડે છે અને કોઈવાર એક વાદળામાંથી નીકળે છે અને બીજામાં જતો રહે છે. કદી એકમાંથી નીકળી બીજામાં જાય છે. આ વાત પણ ઉપરના જેવીજ છે. ચંદ્ર તો બીલકુલ ચાલતો નથી. હવા વાદળાંને ઉડાડી લઈ જાય

છે. કોઇ વાર ચંદ્ર આમાં સંતાઈ જાય છે. અને જ્યારે તેઓ આગળ નીકળી જાય છે ત્યારે બહાર નીકળી આવે છે. પણ રેલ્વે ટ્રેન અને ગાડીની માફક એમ માલૂમ પડે છે, કે ચંદ્ર ચાલે છે. પરંતુ એવું થતું નથી.

હાજરા—ઠીક, ત્યારે ભાભીજી, તમે જે કંઇ કહ્યું તે અક્ષરે અક્ષર મારી પાસેથી સાંભળી લો. અને પછી તળવા માટે સામાન મંગાવો.

જ્યારે હાજરાએ સઘળી વાતો સારી રીતે સંભળાવી આપી ત્યારે પોતાના વચન પ્રમાણે નસીમાએ તળવાનો સામાન મંગાવી તળેલી ચીજો તૈયાર કરાવી આપી.

## પ્રકરણ ૨૨ મું.

વરસાદના દિવસો તો હતાજ. તેથી થોડા થોડા છાંટા આખો દિવસ પડયા રહ્યા. સાંજે વહેલાં નસીમાએ પલંગો અંદર પથરાવ્યા. ઈશાથી ફુરસદ મળતાંજ નણંદ, ભોજાઇ બંને જણીઓ સૂવા ગયાં. તે વખતે નસીમાએ કહ્યું. દીકરી હાજરા, મેં તમને તે દિવસે કહ્યું હતું કે વહુના મુકાબલામાં કોઇ કોઇ સ્ત્રીમાં એવા એવા અવગુણો હોય છે, જે એને ખરાબમાં ખરાબ વહુ બનાવી દે છે. પરંતુ તે વિષય પૂરો થયો ન હતો. એટલામાં તમારા ભાઈ આવી પહોંચ્યા અને હું તેમને ખાવાનું આપવામાં ગુંથાઈ ગઇ. એ અવગુણમાંનો એક અવગુણ સ્ત્રીમાં એનું ઉડાઉપણું છે, જે એને માટે સો અવગુણોનો અવગુણ અને હજાર ખરાબીઓની ખરાબી છે. વહુઓ પોતાના આ અવગુણથી દૂર રહેતી નથી. અને નકામી રીતે ઉડાવ્યા કરે છે. તેઓ ઉપર મને તો અજાયબી થાય છે. જો તેઓ પોતાને રૂપિયા કમાવા જવું પડે તો એમને માલુમ પડે કે કેટલી મહેનતે અને મુશીબતથી એક પૈસો હાથમાં આવે છે. તમે પોતે વિચાર કરો, અને ઇન્સાફ કરો

કે એક મજુર અત્યંત ગરમી અને સૂર્યના સખ્ત તાપમાં આખો દિવસ માથા ઉપર ટોપલી ઉપાડી મેડી પર ચઢ ઉતર કરે છે. ત્યારે આપણે એને સાંજે ચાર આના દેખાઠીયે છીયે. તેવીજ રીતે જે લોકો આપણા ધણીઓને ઝોલી ભરી ભરીને રૂપિયા આપે છે તેઓ એમની પાસેથી કેવી મહેનત લેતા હશે? કોઇ પોતાનો પૈસો મફત આપતો નથી. બધા માણુસો બરાબર છે. કોઈ ટોપલી ઉપાડી રોટલી કમાય છે, કોઈ કલમ ચલાવી. પરંતુ કોઇ એને કે પેલાને મફત આપશે નહિ. બિચારા મજુરને એટલો આરામ છે કે તે મજુરી કર્યા પછી જ્યારે ચાલ્યો જાય છે ત્યારે ફિકર વગર નિરાંતે સૂઈ રહે છે. પણ બાઈ, જેઓ નોકરીઆત છે તેઓને ચોવીસે કલાકની ફિકર અને જવાબદારી છે.

જેટલો પગાર વધારે મળે તેટલી જોખમદારી વધારે. રાત્રે સૂએ છે તો બીક રહે છે કે અમુક જગ્યાથી કોઈ અમુક કાગળ ચોરી ન જાય. સવારે ખાવામાં વાર થઇ તો મનમાં બીક રહે છે કે સાહેબ આવી ગયા ન હોય? શું નોકરીથી વધારે ખરાબ કોઇ ધંધો છે? જેમ તમારી આગળ દાસી તેમ તમારા ભાઇ કલેકટર સાહેબ પાસે હાથ જોડી ઉભા રહે છે. મેં પોતે મારી આંખોથી જોયું છે કે, ગુલામોની માફક હાથ જોડી હજુર હજુર કહી બોલાવતા હતા. મનમાં ખુશ થવા માટે ગમે તો તહેસીલદાર કે ડેપ્યુટી સમજો. પરંતુ દીકરી ખરેખરી હકીકત એ છે કે નોકરી શું! કેવળ ગુલામી છે! દશ રૂપિયા વધારે પગાર ખાનારો પણ અમલદાર છે. કારણ કે જ્યારે તે બોલાવે ત્યારે તરત હાજર થવું પડે છે. તમારી દાસી તો કદાચ એકાદ વખત અખાડા પણ કરી જાય અને જો વધારે કહો તો તોછડાઇથી પણ જવાબ આપી દે, કે બાઈ સાહેબ તમારી નોકરી લઇ લો. મારા હાથ પગ સલામત છે, તો નોકરીઓ ઘણી. બાઇ સાહેબ અમે હાથ વેચ્યા છે. જાત વેચી નથી. પરંતુ બાપડા મરદોની એટલી હિંમત નહિ, કે જરા માથું ઉપાડી શકે. એ વાત મારા પોતાના પિતા પર વીતેલી છે, કે એક વખતે સાહેબે સવારે ડીસ્ટ્રીક્ટમાં જવાનો

હુકમ આપ્યો તેની આગલી રાતે મારા પિતાની કાકીનું મરણ થયું. સવારે સાહેબને કહેવામાં આવ્યું પરંતુ એમણે કંઇ સાંભળ્યું નહિ, પરિણામ એ આવ્યું કે મુડદું ઘરમાં કફનવગર પડી રહ્યું અને તેઓ નોકરી પર ગયા. સાહેબની મહેરબાની હોવાથી થોડે દૂર જઇને કહ્યું, "ઠીક, તમે તમારી કાકીને દફન કરો. પરંતુ યાદ રાખજો નોકરીને એવી વાતો સાથે કંઇ સંબંધ નથી. તમારી કાકી મરી ગઇ તેમાં અમારૂં શું ગયું! એમનો કોઇ ઉપકાર અમારા પર નથી. કે જેને બદલે આજ અમે એમનાથી લાગણી ધરાવીએ." માટે મારી વહાલી દીકરી, હવે સમજી લો, કે નોકરી કેવી ચીજ છે અને આ ગરીબ માણસો કેવી મુસીબત વેઠી પોતાના પગાર આપણી આગળ ધરે છે. પરંતુ હું તો ફરીથી પણ કહીશ, કે જે વહુઓ એવા ખરા પરસેવાની કમાઈ અને વળી મહેનત મુસીબતની રોજીની કદર કરે નહિ તેઓને ધિક્કાર છે! અને વિચાર વિના વેડફી નાંખે છે તેઓ કદી વહુઓ કહેવડાવવાને લાયક નથી. એટલુંજ નહિ બલ્કે દોસ્ત રહી છુપી રીતે દુશ્મનનું કામ કરે છે. ઉડાઉપણું એક એવી આફત છે કે જેથી હજારો કુટુંબ બરબાદ થઇ ગયાં છે. અને એની જોખમદારી ઘણું કરીને વહુઓ પર છે. હાજરા! મને મારી એક સાહેલીનો બનાવ યાદ આવ્યો તે વિષે જો આપણે વિચાર કરીએ તો આપણા શરીરનાં રૂવાડાં ઉભાં થઈ જાય. ખુદા દુશ્મનને પણ આવી કમનસીબ વહુ ન આપે. એમ તો તે ભણેલી અને સારી રૂપાળી હતી. બધા સદ્‌ગુણો તેમાં હતા, પણ ઉડાઉપણાનો એક અવગુણ તેમાં હતો જેણે એવી કફોડી સ્થિતિ બનાવી કે ખુદા પનામાં રાખે.

સારા નસીબે તેનો ધણી દોઢસો રૂપિયાના નોકર હતા. એટલુંજ નહિ પણ ઉપરથી બીજું પણ થોડું ઘણું મળતું હતું. તેઓ એવા સાદા હતા, કે એવા માણસ જોયેલ તો નથી પણ સાંભળવામાં પણ આવેલ નથી. પહેલી તારીખે પગાર લાવવો અને વહુના હાથમાં આપવો. ટૂંકામાં કહીએ તો એમને પગારનો સંબંધ એટલીજ વાર માટે હતો કે કચેરીએથી ઘર સુધી લઇને

આવે. ખાવાનું વહુ એમની આગળ મૂકી દે તે ખાઈ લેતા. જે લુગડાં વહુ પહેરાવી દે તે પહેરી લેતા. કોઇ દિવસ ખુદાનો બંદો બીજીવાર કોઈ વાત પૂછે પણ નહિ. લુગડાં માટે પૂછો તો ખાદી હોય તો ઠીક કે મલમલ હોય તો ઠીક, ખાવા માટે પૂછો તો મગની દાળ હોય તો ઠીક કે પુલાવ હોય તો ઠીક, વહુ કઢંગી, ઉડાઉ તો પહેલાંથીજ હતી. ધણીની નમ્રતાએ સોનાપર ટંકણખારનું કામ કર્યું. જે ચાહતી તે કરતી જે મનમાં આવે તે ઉડાવતી. ગણત્રીનાં તો છ છોકરાં હતાં. તે પણ વળી નાનાં એટલે શું કહી શકે ? અને શું સાંભળે ! ઘરનું ભોપાળું ! દોઢસો રૂપિયાના પગારદારની વહુ હોવા છતાં હાથ પગ ખાલી હતા. એટલે હાથમાં નહતો સોનાનો તાર કે પગમાં ચાંદીનો છલ્લો, સૂવાની સ્થિતિ એવી હતી કે, પલંગપર ઉંદરડા ધમાલ ખેલે એવી ચાદર હતી. છોકરાંઓનાં લુગડાં ગંદા, પરંતુ દાસીઓ એકને ઠેકાણે બબે હોય. શિયાળાની રાતોમાં સંકોચાઇ સૂઇ ગયા તો બલાથી. પણ રજાઇને ઠેકાણે એક રૂપિયાનું બરફ દિવસે ખાઇ લીધું. જીભને એવો રસ પાડવામાં આવતો કે કોઈપણ ગલી કુંચીમાં વેચનાર આવે તો ખાલી જાય નહિ. ભીખારી જેવું ઘર, જ્યાં નહતી શેતરંજી, નહતી ચાંદની, મેલી ગંદી, ફાટેલી, તૂટેલી, બાવા આદમના વખતની ચાદર, રંક માણસના જેવાં છોકરાં, કે જેઓને નહતું પહેરણ, નહતી ટોપી, નહતાં પગરખાં, નહતું અંગરખું, ઉઘાડા પગે, ઉઘાડા શરીરે, ઝરઝરી ટોપી સાથે ફરે. બધાં સગાં વહાલાંઓએ આ નસીબદારને ગમે તેટલું સમજાવ્યું કે દાસીઓને રજા આપ અને તે કહેવત યાદ રાખ-"લોંડી બીન કુમાચે અને બીબી બીન ખાઇએ." પરંતુ આ ખુદાની બંદીને આરામ તલબીનો એવો ચસ્કો પડયો કે હરવું ફરવું તે પણ જાનપર આવી પડયું. એટલે સુધી કે પાણી પણ પોતે પીએ નહિ અને કહેતી હતી કે શું કરૂં મારાથી તો કાંઈ બની શકતું નથી. કમજોરી એટલી થઈ ગઈ છે, કે ઉભા થવા જાઉં છું તો દમ ચઢી આવે છે. પરંતુ સમજવાની વાત છે, કે જ્યારે સઘળા

અવયવો નકામા થઇ જશે ત્યારે તેઓ પણ ધીમા ધીમા છૂટાં પડી જશે.

આવક દોઢસો રૂપિયાની અને ખરચ પૂરા અઢીસો રૂપિયાનો અને તે પણ ખરચ એવું કઢંગું હતું કે તોબા કરવાની વાત છે. મોટો છોકરો ફી માટે રડયા કરે છે તો તે ન આપે, પણ મરઘી ખાઇ લે. ધણી કચેરીમાં જવાની તૈયારીમાં હોય પણ પાનદાનમાં મુદલ પાન નહોય. ધણીના ગયા પછી ચાર આનાની કચોલી અને દહીંવડાં ચટ કરી લે. જ્યારે જોયું કે આ ભાગ્યવાન પર ન કહેવાની કે ન સમજાવવાની અસર થાય. આખરે પરિણામ એ આવ્યું કે, સઘળા ચૂપચાપ થઇ ગયા. અને તે ખુદાની બંદી એકની બે થઇ નહિ. પરિણામ એ થયું કે અઢાર વર્ષની નોકરી દરમ્યાન ખુદાની બંદી સાડા પાંચ હજારની કરજદાર થઈ ગઈ. વળી સૌથી અજાયબ જેવું એ છે કે તે કમનસીબ ધણીને જરા પણ ખબર પડી નહિ. તે બાપડો જૂના જમાનાનો માણસ જેને ઉધરાણીનો અભાવ, કરજનો ડર, એને શું ખબર કે વહુ આ રૂપ લાવશે. લોકોમાં એની આબરૂ હતી. અને શાખ પણ બંધાઇ હતી. દુનિયા જાણતી હતી કે શિરસ્તદારની વહુ છે. રૂપિયા દૂધ પીતા છે. ખુદાની બંદી જે મંગાવે તે આંખો બંધ રાખી મંગાવે એટલે સુધી કે નોકરને ઝટ મોકલી દે. પરંતુ જ્યારે ધણીનું પેન્શન થયું અને કામ બીજાને સોંપવામાં આવ્યું ત્યારે પોતાને વતન જવાની તૈયારી થઇ. આવા સીધા, સાદા અને સાચા મુસલમાનપર આખી વસ્તી જાન આપતી હતી. સેંકડો માણસોનું ટોળું સ્ટેશનપર પહોંચાડવા માટે એકઠું થયું. હવે શાહુકારોને શું જરૂર હતી તે શરમ રાખી છાના રહે ! જ્યારે તેઓ ટીકીટો ખરીદતા હતા ત્યારે તેજ વખતે ભોળા નામના શાહુકારે આવીને કહ્યું:—“ સરકાર આપતો જાવ છો તો મારો હિસાબ પતાવીને જાઓ. ”

બાપડા શિરસ્તદાર એવા માણસ હતા કે કરજદારના જોડા-

શમાં પણ રહેવું પાપ સમજતા હતા. તેઓ તદ્દન દંગ થઈ ગયા અને પૂછયું—" ભાઇ કેવો હિસાબ !"

શાહુકાર—સરકાર, બત્રીસ સો રૂપિયા છે. શું કહું મારે આજકાલ જરૂરી કામ છે. નહિંતર કાંઈ વાત ન હતી.

પટાવાળો—( આગળ વધીને ) હજુરના સામાનના ટાંચનો વારંટ મારી પાસે છે. માટે જે પ્રમાણે હુકમ થાય તે પ્રમાણે કરૂં.

વહુ ખુશ ખુશ થઈ, સ્ટેશન ઉપરથી મિઠાઇ ખરીદતી હતી, એટલામાં કમનસીબ ધણીએ જઇને પૂછયું. તે શો જવાબ આપી શકે ! જવા માટે બત્રીસ રૂપિયા પણ ન હતા. પટાવાળાએ સઘળો સામાન પોતાના હવાલામાં લીધો. જે ગાંસડીઓ રેલમાં મૂકવામાં આવી હતી તે ઉતારી પાડી. જે માણસો શિરસ્તદારને પહોંચાડવા આવ્યા હતા તે આ હાલત જોઇ દંગ થઈ ગયા. અને સમજી ગયા કે એક ઉડાઉ વહુના હાથે એવા સીધા, સાદા અને આબરૂદાર માણસની આવી બેઆબરૂ થઈ છે. શિરસ્તદારની આંખોમાંથી તે વખતે અશ્રૂપ્રવાહ નીકળ્યો. વહુને માત્ર એટલુંજ કહ્યું કે જે તમે કર્યું તે ઠીક કર્યું ! પરંતુ મારી આ ધોળી દાઢી હવે આને લાયક નથી કે હું દુનિયાને દેખાડી શકું ! એટલું કહી સામેના કુવામાં ડૂબી મુઆ.

પ્યારી હાજરા ! ખુદા એવી કમનસીબ અને બેવકુફ વહુઓથી બધાને બચાવે, જેને લીધે સઘળું કુટુંબ બદનામ થાય અને બાપદાદાની આબરૂપર આવો મોટો ડાઘ લગાડે ! દીકરી યાદ રાખજે ! આ કમબખ્ત ઉડાઉપણાની બીમારીથી હમેશાં બચવું ! અને જે કાંઇ ખુદા આપે તેમાં આપણી સઘળી જરૂરની ચીજો પૂરી કરવી !

## પ્રકરણ ૨૩ મું.

મહોલ્લામાં ખવાતીને ઇસ્લામ નામની એક અન્જુમન લગભગ બે વર્ષથી કામ કરતી હતી. એના વાર્ષિક મેળાવડામાં નસી-

માના પ્રમુખપણા માટે દરખાસ્ત થઇ અને એવું જાહેર કરવામાં આવ્યું કે દમ્પતી ધર્મ વિષે સર્વથી શ્રેષ્ટ જે બોલી બતાવશે તેને એક જોડ સોનાની બંગડીઓ ઈનામ આપવામાં આવશે. હોંશભેર ભાષણો થયાં, અને ધામ ધૂમથી મેળાવડા પણ થયા. જે દિવસે મેળાવડો પૂરો થવાનો હતો તે દિવસે પ્રમુખનું ભાષણ હતું. ઇશાની નમાઝ પછી નસીમા બેગમે પોતાનું ભાષણ આ પ્રમાણે શરૂ કર્યું:–

બ્હેનો અને દીકરીઓ !

મને તમારા આ ફતેહમંદ મેળાવડામાં શામેલ થવાથી જે ખુશી થઈ છે તેનું હું વર્ણન કરી શકતી નથી. હું તમારા બધાની ઉપકારી છું કે પ્રમુખની જગા આપી, મારી આબરૂમાં વધારો કર્યો. જે બ્હેનોએ આવી લાયકાતથી ધણી ધણીયાણીના સંબંધ પર વાદ કર્યો છે તેઓ ખરેખરી રીતે વખાણને પાત્ર છે. મુસલમાનોમાં જે કાંઇ ખરાબી આ વખતે છે તેની જડ માત્ર ધણી ધણીઆણીના ખરા સંબંધોની ખામીઓ છે. ભવિષ્યની સઘળી આબાદી અને સુખનો આધાર એજ ધોરણ ઉપર છે. બાળકો માતાઓના ખોળામાં મોટાં થાય છે, અને એમનાજ ગુણો ધારણ કરે છે અને માબાપોને લડતાં ઝઘડતાં જોઇ એમનીજ રીતભાત પરથી અનુકરણ કરે છે. તે માટે ખુલ્લું છે કે જે ધણી ધણીયાણીમાં રાગ નથી તેઓ માત્ર પોતાની જિંદગી બરબાદ કરે છે એટલુંજ નહિ પણ તેઓ પોતાનાં છોકરાંઓની જિંદગી જોખમમાં નાખે છે. કુટુંબો એમના હાથથી બરબાદ થાય છે આબરૂ એમને લીધેજ જાય છે અને મોટાઓની મેળવેલી સઘળી ઇજતઆબરૂ માત્ર આ એક ખામીની સાથે જતી રહે છે. પણ આપણે જ્યારે એની ખરી હકીકત જોઇએ છીએ ત્યારે અમને બધાથી પહેલાં મા બાપોની જોખમદારીની શોધખોળ કરવી પડે છે. બીજું કાંઇ કારણ નથી કે જ્યારે અમે દીકરીઓને એમની ફરજ પર ધ્યાન અપાવીએ ત્યારે આ, બેદરકારીને તદ્દન જડમૂળથી ઉખેડી નાખીએ. માબાપોએ એમના કામમાં વર્તન

ચલાવ્યું તેથી આ બેદરકારીને લીધે એ બીમારી પેદા થઈ, જેનો ઇલાજ નથી. એટલે તાવ આવ્યો જેની દવા નથી. જે આફત આવે તેનો ઉપાય નથી. જે મુસીબત્ આવી તેનો છુટકારો નથી. આ બેદરકારી તેજ છે. જે સાધારણ રીતે કરવામાં આવે છે. ટૂંકામાં જમાનાની જરૂરીઆત અથવા તો કુદરત આ બેદરકારીનો છેડો આણે તોજ દૂર થાય. અને ઘણી વખતે એના ખરાબ પરિણામો ઉત્પન્ન થાય તોપણ જ્યાં ત્યાં એ સડો લાગ્યો ત્યાં એણે મજબૂત મૂળ પણ સડાવી નાખ્યા. જાડામાં જાડું ઝાડ અને મોટામાં મોટો લાંબો થાંભલો જોત જોતામાં મૂળ સડવાથી એકાએક પડી જાય છે. તેવીજ રીતે તમારામાંથી ઘણીખરી વહુઓ, ઘણી માતાઓ અને કેટલીક દીકરીઓ છે. જેઓ કોશીશ કરી આ અવગુણ દૂર કરે અને લગ્ન વખતે સઘળી દુનિયાની તપાસ, જાત જમાત, કેળવણી તથા જ્ઞાન, મોટાઇ અમીરાઇ વગેરે વગેરેમાં સુધારો કરે તો તમામ દુનિયાના ઝઘડાનો ફેંસલો થઇ જાય. પરંતુ જોડું મેળવતાં પહેલાં જોવા લાયક સૌથી પહેલી વાત એ છે કે છોકરાનો સ્વભાવ કેવો છે અને છોકરીનો કેવો છે. અથવા બંનેના સ્વભાવમાં કોઈ એવો આકાશ પાતળનો ફેર તો નથી? જેને કોઇ શક્તિ ઐક્ય કરી શકતી નથી. દાખલા તરીકે છોકરો પરદાનો ઘણો ચુસ્ત છે. એના વિચારમાં પરદો શરેહથી છે એટલે કે બાપ અને સગાભાઇ સિવાય બીજાની સામે ન આવવા દેવું એટલે સુધી કે મામાના છોકરાથી તથા ફોઈના છોકરાથી પણ પરદો કરાવવો. પણ છોકરીની કેળવણી આજકાલના વખત પ્રમાણે એવી હોય કે તે મેળાવડા અને ભાષણોથી ફાયદા મેળવે અને સાંજરે ફરવા માટે બહાર જઈ શકે અને તાજી હવા લઇ શકે, સ્વાભાવિક રીતે જોઇએ તો ખુલ્લે ખુલ્લું છે કે ધણી ધણીયાણીની આ વિરૂદ્ધતા દૂર થવી કેટલે દરજે મુસ્કેલ અને અઘરી છે. દેખીતી રીતે તો માબાપ ઘણી મોટી ફરજથી પરવારી ગયાં. હજારોનો ચઢાવો આવી ગયો. રૂપિયાની પણ રેલછેલ થઇ ગઇ, પરંતુ શું આ વેલ માંડવે ચઢે એવી છે?

માબાપોએ પોતાની જોખમદારી પૂરી કર્યા પછી દુનિયાનાં સઘળાં કામકાજો હવે એજ બંને ધણીધણીયાણી પર છોડી દેવાં જોઇએ. અને હવે માત્ર વહુની ફરજ છે કે તે ધણીના મનમાં પ્યાર કે અભાવ ઉત્પન્ન કરે. ઓરત પર મરદનો સીજદો ફરજ છે એમ હું કહેતી નથી કારણકે આપણા સાચા ધર્મે એક બીજાનો લીબાસ બનાવ્યો તો એવું બેવકુફી ભરેલું કામ થઇ શકતું નથી કે એક ઠેકાણે આ પ્રમાણે કહેવું અને બીજે ઠેકાણે જુદી રીતે કહેવું. એટલે જ્યાં બરાબરનું સગપણ હોય ત્યાં ખુદા અને તેના બંદા વચ્ચેનો ફેર દેખાડવો. હું પેગમ્બર સાહેબના તરફનો સંબંધ બતાવી શકતી નથી કારણ કે તેઓ સાહેબે ખુલ્લી રીતે કહી આપ્યું છે કે સ્ત્રીઓની હલકાઇ જેઓ હલકા છે તેજ કરે છે. હું આ પણ જાણું છું કે યૂરોપમાં કેટલાક ડોકટરોએ તપાસ કર્યા પછી આ પરિણામ પર આવી પહોંચ્યા છે કે મરદ અને સ્ત્રીના મગજમાં તફાવત નથી. એટલે કે મરદનો મગજ અને સ્ત્રીનો મગજ બરાબર છે. યૂરોપની સ્ત્રીઓ આપણી આગળ છે. તેઓ નક્કી આપણા મરદો કરતાં કમજોર છે એમ તેઓનાં શારીરિક અવયવો ઉપરથી લાગે છે. તેઓ એમની બરાબર મહેનત કરી શકે તેવી નથી; એને કુરાન શરીફે *કવ્વામુનથી ખુલાસો કર્યો છે. એટલે એ ખુલ્લે ખુલ્લું છે કે કુદરતનો આ બંદોબસ્ત એવી રીતે કરવામાં આવ્યો છે કે સ્ત્રી જિંદગીના કેટલાક કામોમાં મરદોની અને મરદ કેટલાક કામોમાં સ્ત્રીઓના મોહતાજ છે. એ કહેવું વાજબી છે કે મરદ હાકેમ અને સ્ત્રી હુકમ ઉપાડનાર છે. ટૂંકામાં સ્ત્રીઓની હલકાઇ અને ઇસ્લામની બદનામી થાય. પરંતુ જે અખત્યાર મરદોને આપવામાં આવ્યો છે તેથી તેની મરજી સ્ત્રીની મરજી કરતાં પહેલો દરજ્જો ભોગવે છે.

આપણા હાલના સુધારામાં એક સ્ત્રીની આઝાદ જીવનપર ઘણી ખરી વાતોનો આધાર છે. વડીલોની આબરૂપર એથી બદનામી આવે છે. કુટુંબની આબરૂ પર એથી ડાઘ લાગે છે. સગાં વહાલાંઓ એના ઉપર

* મરદો સ્ત્રીઓ ઉપર અધિકાર ધરાવે છે.

આંગળી દેખાડે છે. ભવિષ્યની પ્રજામાં એનાથી પાણી મરે. તેથી જ્યાં સુધી હાલના સુધારામાં ફેરફાર ન થાય ત્યાં સુધી તો એનો ફેરફાર થવો મુશ્કેલ છે. વહુ પોતાના ધણીને ખુશ કરવાની કોશીશ કરે એ સૌથી જરૂરનું છે. બાઈઓ ! તમે જંગલી હરણ તો જોયું હશે, જે મનુષ્યના નામથી સો ગાઉ નાસે છે. પણ પ્યારથી તે તાબે થઈ જાય છે. કેવાં કેવાં પક્ષીઓ જે મનુષ્યના અવાજથી ચમકે-છે. તેઓ એમના હાથોપર બેસે છે, એમના ઘરોમાં રહે છે, અને પોતાની સુરવાળી વાતોથી એમનું મન ખુશ કરે છે. મનુષ્ય તેમને પાળે છે, તે વાત એક બાજુએ મૂકો, પણ જેમાં કુદરતે મળી જવાને તત્વ રાખ્યું છે. એ કાંઈ ખાવાનું કામ નથી. માટે કોશીશ કરવાનું કામ તમારૂં છે. અને તમને મદદ આપવા માટે આકલનશક્તિ આપેલી છે. નવાબ ઝુલકદરજંગ બહાદુર જે-મને મરવાને આજ વીશ વર્ષ કરતાં વધારે થયાં છે; અને જેમનો રાજમહેલ હજી સુધી મારી ફોઈના ઘરથી થોડે દૂર આસમાન સાથે વાતો કરે છે. જો કે આજે તેની હયાતી નથી પણ એનું નામ શહેરમાં નાના મોટાની જીભપર છે. તમારામાંથી કોઈ એવું નહિ હશે કે જેણે આ નામ સાંભળ્યું નહોય. હું નાની હતી ત્યારે એમની મોટી શાહઝાદી કમરઆરા બેગમનું લગ્ન ફરીદુનકદર બહાદુર સાથે થયું. ખુદા સાચું બોલાવે તો હજારો રૂપિયાની તો માત્ર આતસબાજી ફોડવામાં આવી હતી, લાગલાગટ આઠ દિવસ સુધી મહોલ્લામાં ખાવાનું રંધાયું નહિ. તે એક શાદી કે ખુદાની રહેમત ! જેણે ઘણાં મોહતાજોને ઘણા વખતની લાંઘ-ણોથી બચાવ્યાં. અમે ઘણું કરીને એમની સેવામાં જતા અને હું તો ખાસ કરી દરેક વખતે ત્યાંજ રહેતી કારણકે તે ફોઈની બધા કરતાં વધારે પ્યારી શિષ્ય હતી. પણ અમે કદી જોયું નથી કે એમણે સીધા મોઢાથી ધણી સાથે વાત કરી હોય. એક દિવસની વાત છે, કે નવાબ સાહેબ ઘણાં લુગડાંનાં થાન લાવ્યા. તેઓ પોતાના હાથથી ઉઘાડી ઉઘાડી એમની આગળ મૂકતા, વખાણુ કરતા અને વહુનું મોઢું જોયા કરતા કે કદાચ તેને પસંદ આવે.

પરંતુ તેને તો સર્પ સુંઘી ગયો હતો. કોઇને ખાદી કહ્યું, કોઈને જાડું, કોઇને કુતરાનું કફન કહ્યું, કોઇને હલકું કહ્યું. માટે વિચાર કરો કે એ કેવું બેવકુફી ભરેલું કામ ! વિવેકથી ઉલટું, મનુષ્યથી દૂર, અક્કલથી વિરૂદ્ધ, અને માણસાઇથી ઉલટું હતું. પરંતુ તેઓને વહુની સાથે એટલી બધી મહોબત હતી કે તરત પાછા લઈ ગયા, મતલબ કે બે વખત લાવ્યા પણ બેગમ સાહેબની પસંદગીમાં જરા એક પણ આવ્યું નહિ. તેઓ ધીરજ ધરી ચૂપચાપ બેસી રહ્યા. મહોબતની એ હકીકત હતી કે દરેક વખત એમનું મોઢું તાકયા કરતા. પાન પણ માગે તો એવી આજીજીથી કે જેમ કોઈ ભીખ માગે છે. ફોઇએ એક વખત શું પણ લાખો વખત સમજાવી. પરંતુ એમને કાંઈ અસર થઇ નહિ. કેવી અફસોસ ઉપજાવે એવી જિંદગી હતી ! નવાબ સાહેબ ઘણી રાતો અને દિવસ સુધી એકલા બેસી રહેતા, અને વહુ દરકાર પણ કરતી નહિ, એ બાપડાનો કોઇ અમુક મુકરદમો લાખો રૂપિયાનો ચાલતો હતો. જે કંઇ પુંજી એકઠી કરી રાખી હતી તે કચેરીઓને ભેટ થઇ ચૂકી હતી; પરંતુ એ મુકરદમો કોઇપણ રીતે પૂરો થયો નહિ. જ્યારે કાંઇપણ પાસે રહ્યું નહિ, ત્યારે એમણે બપોરે ઘણી આજીજી સાથે બેગમ સાહેબને કહ્યું—"મારી પાસે હવે કાંઈ રહ્યું નથી. રાજ મહેલના રૂપિયા પણ પૂરા થઇ ગયા. હવે દશ હજાર રૂપિયા બીજા વધારે વકીલ માગે છે તો બતાવો કે શું કરવું ? તમારા પિતા પાસેથી મંગાવી આપો. જો હુ જીવતો રહ્યો તો આ કરજ આપી દઇશ." જે આંખો વડે બેગમ સાહેબે નવાબ સાહેબ સામે જોયું તે નજર મને આજ દિવસ સુધી યાદ છે. ખાનદાનીનો દરિયો એમની આંખોમાં મોજાં મારતો હતો, અને મહોબતનાં સાચાં મોતી એમની આંખોમાં પ્રકાશતાં હતાં. તેઓ ઉઠીને ઓરડામાં ગયાં. ઘરેણાંની પેટી ઉઘાડી. જે ઘરેણાં શરીરપર હતાં તે કાઢી નાખી એમાં મૂકયાં. ટૂંકમાં જે જે ચીજો એમની પાસે હતી તે નવાબ સાહેબ આગળ મૂકીને કહ્યું—"પિતા પાસેથી મંગાવવાની કશી જરૂર નથી, હમણાં તો આ છે. તે

લો.” નવાબ સાહેબની આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં. બેગમ સાહેબ ત્યાંથી ચાલ્યાં ગયાં. જો કે નવાબ સાહેબે બેગમ સાહેબને અટકાવ્યાં તોપણ ઉભાં રહ્યાં નહિ. લાચાર થઇ ઘરમાં ચાલ્યાં ગયાં. કમનસીબે મુકરદ્દમો એમના વિરૂદ્ધમાં ગયો. અને એવો વખત આવી પહોંચ્યો કે ઘરમાં જરૂરના વખતે તણુખલું પણ ન રહ્યું. રાજ મહેલનું ભાડું વધારે ચઢી ગયું; ત્યારે શાહુકારે ઉઘરાણી કરી. મુકરદ્દમાની ખબર સાંભળતાં તરત લખી આપ્યું કે, રાજમહેલ ખાલી કરી આપો. મોટા નવાબ સાહેબ જમાઇથી નારાજ હતા; જ્યારે આ સાંભળ્યું કે શાહઝાદી રાજમહેલ ખાલી કરે છે ત્યારે કહેડાવ્યું કે તમે એકલાં અહિં ચાલ્યાં આવો. બેગમ સાહેબ બાપના આ સંદેશા પર હસ્યાં અને બાપનો ઘણો ઉપકાર માન્યા પછી સભ્યતાથી લખી મોકલ્યું. “શું મારો હાથ એક અજાણ્યા શખ્સના હાથમાં એટલા માટે આપ્યો હતો કે આજે મુસીબતમાં એનો હાથ ઝાટકી, બાપને ત્યાં આવી બેસું? મને ખાત્રી છે કે આપના ઘરે મને રોટલીની કમી નથી. પરંતુ શું તે ખાણું મને ઝેર નથી! કે હું એકલી ખાઇ લઉં ને તેઓ ભૂખ્યા સૂઇ રહે અને હું પેટ ભરૂં! તેઓ જમીન ઉપર પડી રહે અને હું પલંગપર સૂઇ રહું! મોજ મજામાં હું એની સાથે હતી તો મુસીબતમાં એનીજ સાથી થઇશ! દરિયા કિનારે જંગલમાં અમારી ઝુપડી થશે! પરંતુ તે જંગલ આપના મહેલ કરતાં વધારે સુખરૂપ થશે! સાદો અને સુકો રોટલીનો કકડો આપના પુલાવથી મિઠો થશે! હવા અમારી ચાકરડી, લીલું ઘાસ અમારૂં બીછાનું, ફળ અમારો ખોરાક અને દરિયાનું પાણી અમારૂં શરબત થશે! હું હવે આ શખ્સની ચાકરી કરીશ, જે આજે મારી લાગણીનો મોહતાજ છે. જેની દુનિયા અને જિંદગી મારી સાથે સંબંધ ધરાવે છે. જેણે આખી ઉમર મારાં લાડ નખરાં ઉઠાવ્યાં જેની સેવા મારી દીન અને દુનિયા બંનેને શણગારશે! હું આપની તાબેદાર છું, અને એની ચાકરી કરનારી છું. આપની લોંડી અને એની વિપત્તિમાં ભાગ લેનારી છું. જ્યારે ઇમામહુસેન

સાહેબે શેરબાનુને જઇ કહ્યું તે વખત મને યાદ છે." બાનુ, બધાં સગાં વહાલાંઓ મરી ગયાં, અને આબેકોસરથી સંતોષ પામ્યા. ખુદા માટે તમો તમારા નિર્દોષ અસગરને લઈ જતાં રહો. તમે એક સલતનતના વાલીની ભાણેજ છો. મારી સાથે તમારી અને આ દૂધ પીતા છોકરાની જિંદગી બરબાદ કરો નહિ." શેરબાનું રડી પડયાં અને ઈમામહુસેન સાહેબને અરજ કરી.

ભાઇકી કુછ હેય ફિકર, ન માકી ન બાપકી;
બેટી હું બાદશાહકી, લોંડી હું આપકી.

પિતાશ્રી! જે માણસે અઢાર વર્ષ મને આરામ આપ્યો છે તો હવે એનાથી દૂર રહેવું એ કુલ ધર્મથી વિરૂદ્ધ છે."

હું પહેલે દિવસે આ ઝુંપડીમાં ફોઇ સાથે ગઇ હતી. જ્યારે બેગમ સાહેબ પહોંચ્યાં ત્યારે તેઓએ આ ઝુંપડીને ગળાનો હાર બનાવ્યો, જંગલી ફૂલો તોડી ચારે બાજુ રોપ્યાં, પોતે લુગડાં બદલી એવી ખુશીથી કામ કરતાં કે આખી ઉમર મેં એમને જોઇ અથવા એમના વિષે સાંભળ્યું નથી. સાંજરે જ્યારે નવાબ સાહેબ બહારથી થાકીને આવે ત્યારે દરવાજામાં દાખલ થતાંજ તેમને સામે લેવા આવતાં અને કલાઇવાળા પાનદાનમાંથી પાન બનાવી કહેતાં—નવાબ સાહેબ, આ પાનદાન મેં અઢાર વર્ષ પછી આજે કાઢયું છે. તે આપણી શરૂઆતના મહોબતના દિવસોનું સાક્ષી છે. લુગડાંની ચાળોમાં તે મારો સાથી હતો. આજે જંગલોમાં સાથી છે! તે વખત પણ એણે જોયો હતો અને આ વખત પણ એણે જોયો! એનો દરેક કટકો ભેદુ છે, અને દરેક ખુણો જાણીતો છે. બેગમના આ બોલથી નવાબ સાહેબનું હૈયું ભરાઇ આવ્યું. તેઓ બહાર જઇ રડયા અને જ્યાં સુધી જીવતા રહ્યા ત્યાં સુધી રડતા રહ્યા. દીલગીરીએ એમનો પીછો મૂકયો નહિ. અને ચારપાઇને વળગી રહ્યા. બેગમે સમજાવવાને કાંઇ ઓછું પાનું કર્યું નહિ. પરંતુ તાવ એવો પછવાડે લાગ્યો કે ઉઠવું બેસવું પણ મુશ્કેલ થઈ પડયું. મારી ઉમર વધારેમાં વધારે તે વખતે

આઠ વર્ષની હશે. ફોઇ લગભગ છેલ્લા દિવસોમાં દરરોજ જતાં હતાં. બેગમ સાહેબે જે કાંઇ સેવા ચાકરી તે વખતે ધણીની કરી તેનું વર્ણન કરવું બહુ મુશ્કેલ છે. તેઓ પોતે પણ ઉઠી શકતાં ન હતાં. બેગમ સાહેબ એકલાં હતાં અને બીમારની સઘળી સાર વાર એકલે હાથે કરવી પડતી હતી. એક રાત્રે જ્યારે નવાબ સાહેબની સ્થિતિ ખરાબ થઈ ત્યારે અમે ફોઇ ભત્રીજી બેઉ ત્યાં ગયાં હતાં. જ્યારે રાત વધી ગઇ હતી, વરસાદ વરસવા લાગ્યો હતો અને પવન સુસુ અવાજ કરતો હતો ત્યારે નવાબ સાહેબે પાણી માગ્યું. બેગમ સાહેબ આવા વરસાદમાં પલળતાં પલળતાં લોટામાં પાણી લેવા ગયાં. લોટો ભરીને આવતાં હતાં એટલામાં કાંટાની વાડે મહોબતની આ સાચી તસ્વીરના પગોમાં ઈજાની સાંકળ નાખી. એક ઝાડ હેઠળ એકાએક અટકી પડયાં, પરંતુ આ વિચાર આવતાંજ કે પાણીને વાર થઇ જાય નહિ તેથી આગળ વધ્યાં. તે વખતે કરા ટપ ટપ પડી રહ્યા હતા, એક મોટા કરાએ માથુ જખમી કર્યું. ઘા કારી વાગ્યો હતો. પરંતુ ધૂનમાંને ધૂનમાં ચાલી આવ્યાં. નવાબ સાહેબની સ્થિતિ એ વખતે કાંઇક જુદીજ હતી. પાણી ગળામાંથી ઉતર્યું નહિ. અને તેઓ આ ફાની દુનિયા તજી પરાક સીધાવ્યા. એમના મરતાંજ બેગમ સાહેબે એક ચીસ પાડી. કબૂતરો દુનિયાના લોકોને લીમડાના ઝાડપર બેઠાં બેઠાં પ્રભાતનો સંદેશો પહોંચાડતાં હતાં ! એટલામાં બેગમ સાહેબ પણ પોતાના ધણીને સ્વર્ગમાં જઇ મળ્યાં. આ બેઉ કબરો મિનારાની પાસે મહોબતની જીવતી તસ્વીર આજ દિવસ સુધી દેખાડે છે.

બાઇઓ ! હાથ ઉંચા કરો, ચાલો આપણે એમના માટે દુઆ માગીએ ! આકાશપર રાજ્ય કરનાર પવિત્ર આત્મા તે અસ્તિત્વના દેશમાં ઉડી ગયો પણ તારૂં યાદ, તારૂં માટીનું શરીર જમીનમાં છે પણ તારી દીર્ઘ દૃષ્ટિ વાળી આંખ, તારી હસ્તીમાં જુદી જુદી જાતના ભેદો જોયાં કરે છે. વફાદારીનાં સેંકડો ખીલેલાં

ફૂલ તારી કબરપર ખુશબો આપે છે. માણુસાઈનુ લીલું ઘાસ પ્રકાશે છે, જમનાનો પ્રવાહ તારો કલમો પઢે છે. સવારનો વાયુ તારી કબરપર વખાણુના હારો ચઢાવે છે !

હે ! કમરઆરાની પવિત્ર આત્મા ! સ્વર્ગ તારૂં રહેઠાણુ છે ! હમેશનાં વહેતા દરિયાઓ તારા પગોમાં લથડે છે ! નિરંતરના ઘરેણાંની કીર્તિ તારો શણગાર છે ! તું ઇસ્લામનો સાચો નમુનો અને સ્ત્રીઓની શ્રેષ્ટ તસ્વીર છે. તું ચાલી ગઇ પણુ તારાં કામ અને તારૂં નામ અમર છે. વખત ગમે ત્યાં પહોંચી જશે પણુ તેની ચાલ તારાં કૃત્યોને ઉંચા કરશે. તારી જિંદગી આસમાની દુનિયા પર પૂનેમના ચંદ્રની માફક પ્રકાશશે. અને તેનાં ફૂલો કયામત સુધી દુનિયાને ખુશબો આપ્યા કરશે.

ખુદા અમને પણુ એવીજ સદ્‌બુદ્ધિ આપે. કે કમરઆરા બેગમનું અનુકરણુ કરી લઇએ ! ધણી ધણીયાણીની બાબતોમાં પેગમ્બર સાહેબના વસીલાથી અમને દૃઢતા અને અચળ સ્વભાવ આપ, આમીન ! સુમ્મા આમીન !

નસીમાના ભાષણે હાજર રહેલાંઓના મનપર કાંઇ એવી અસર કરી કે સઘળીઓ એનાપર જીવન ગાળવા લાગી. રાત દિવસ ડોળીઓનો તાંતણો બંધાતો રહ્યો તે પણ છોકરીઓમાં છોકરીઓ જેવી અને ડોસીઓમાં ડોસીઓ જેવી હતી. જે જે જાતની સ્ત્રીઓ આવતી તેવીજ તેમની સાથે વાતો કરતી. પંદર દિવસમાં એનો સિકકો આખા શહેરમાં બેસી ગયો. મોટામાં મોટા અનુભવવાળી તથા ઘડાયલી સ્ત્રીઓ એની પાસે આવી સલાહ લેતી હતી. વળી ખુદાની મહેરબાની પણ એવી હતી કે એનો મત હમેશાં સૌથી ચઢીઆતો રહેતો. લાંબા વખતનાં બગડેલાં કામો એણે એક પળમાં સુધાર્યાં. ઘણાં વર્ષોની અધુરી પડેલી ગાંઠો જરા વારમાં ખોલી નાખી. હવે કાંઇ બાકી રહ્યું નહિ. શહેરના અરધ કરતાં વધારે લોકો એનોજ કલમો પઢવા લાગ્યાં. સારા સારા મોટા મોટા કુટુંબોની સ્ત્રાઓ આ વાત ચાહતી હતી કે અમારી દીકરીઓ

પર નસીમાનો પડછાયો–છાપ–પડે, તથા અમારી છોકરીઓ ૨૪ કલાકમાંથી બે ચાર કલાક એની સોબતમાં રહે ! પણ નસીમા તે વખતે છડી–એકલી–નહતી, પણ બે છોકરાંની મા હતી. દીકરી છ વર્ષની અને છોકરો સલીમ ખોળામાં હતો. નસીમાની કેળવણી એવી નહતી કે તેઓ રાત દિવસ માનાજ ખોળામાં બેસી રહે. તેઓ દુનિયાના સઘળાં કામોને પૂરાં કરી દેત ! વળી એના કામ માટે જે જે વખતો મુકરર હતા તેમાં તે કોઈ વખત ફેર પડવા દેતી નહિ ! માત્ર છોકરાં ઉપર શું વળગેલું હતું ! જે વખત જે કામ માટે હતો તેમાં તેને પૂરો કરતી. એના વખતનું ટાઇમટેબલ અમારા જાણવા મુજબ આ પ્રમાણે હતું.



## પ્રકરણ ૨૪ મું.



શિયાળામાં તે સવારે છ વાગે ઉઠતી. જો કે દાસી આખો દિવસ ઘરમાં રહેતી તોપણ તે વૃદ્ધ હોવાથી તેણીને તે જગાડતી નહોતી. તે પોતાને હાથે પાણી ગરમ કરી વજુ કરતી, વજુ કર્યા પછી ઘરનાં સઘળાં માણસોને જગાડી પોતે નમાજમાં ગુંથાતી, નમાજ પછી અર્ધો કલાક કુરાનશરીફ વાંચતી. એટલામાં દાસી ચા તૈયાર કરતી. નમાજથી પરવારી તે સૌને ચા આપતી અને આઠ વાગે રસોડામાં જઇ પહોંચતી, માંસને રાત્રે ભુંજી મૂકતી, અને સાડા નવ વાગે બધું ખાણું તૈયાર કરી રાખતી; દશ વાગ્યા પહેલાં ખાણું ખાઇ પુરસદ પામતી, ઘરનાં સઘળાં માણસો ખાઇ લે તે પછી ખાતી, અને સાડા દશ વાગે છોકરાંઓને લઇ મુલાકાતના ઓરડામાં જતી, એક વાગ્યા સુધી ત્યાં રહેતી, ત્યાં તે સ્ત્રીઓની મુલાકાત લેતી, હાજરાને શીખવતી, બરાબર એક વાગે ત્યાંથી ઉઠી બીજા ઓરડામાં જઇ ટપાલ જોતી; ત્યાં તે કાગળો વાંચતી અને જવાબ લખતી. બે વાગે ઝહોરની નમાજ

પઢતી, અને અઢી વાગ્યાથી ચાર વાગ્યા સુધી શીવવા પરોવવાના કામમાં ગુંથાતી. ચાર વાગતાંજ અસરની નમાજ પઢી સાંજનું ખાવાનું તૈયાર કરતી; અને મગરેબની નમાજ સુધી ત્યાંજ રહેતી; મગરેબની નમાજ પઢી ન્યુસપેપર વાંચતી, અને આઠ વાગ્યા સુધી વાંચવામાં મચેલી રહેતી, તથા છોકરીઓને વાંચી સંભળાવતી. એ દરમ્યાન ઘણી વાતો છોકરીઓને શીખવતી, આઠ વાગે ઇશાંની નમાજ પઢી વજીફો પઢતી, ત્યાર પછી એટલે સાડા નવ વાગતાં સુધી આખા દિવસનો હિસાબ લખતી, અને જોતી કે આજની આવકમાંથી કેટલું ખરચાયું અને કેટલું બચ્યું; દશ સાડા દશ વાગે સૂવા જતી; હમણાં કસીમ એક અઠવાડીઆની રજા લઇને આવ્યો હતો. જે દિવસે રજા પૂરી થઇ, તે દિવસે સાંજના ચાર વાગ્યાની ટ્રેનમાં જવાનો હતો. તે વખતે એની હાજરીની જરૂરીઆત હતી કે નહોતી. પણ તેણે પોતાના ટાઇમમાં ફેરફાર આવવા દીધો નહિ. અલબત ઝોહરની નમાજ પછી એને માટે કાંઇ ખાવાનું તૈયાર કરવામાં એ રોકાયેલ હતી, એટલામાં નવાબસાહેબ એતેમાદ ઉદ-દૌલાની બેગમ મળવા આવ્યાં. કસીમને જવામાં માત્ર દોઢ કલાક બાકી હતો. ઘણી વાતોનો એની પાસેથી ખુલાસો કરવાનો હતો અને એક જરૂરની વાતની સલાહ લેવાની હતી. તથા જવાને માટે બંદોબસ્ત પણ કરવાનો હતો. એ સિવાય પથારી, ખાવા પીવાનું, સામાન વગેરે ચીજો તૈયાર કરાવી જોઇ લેવાની હતી. મતલબ કે તેને માથું ખંજોળવાની પણ પુરસદ નહોતી. બેગમ સાહેબનું પધારવું એક અજાયબ જેવું હતું. એકને ઠેકાણે ત્રણ ત્રણ દાસીઓ સાથે હતી. એ સિવાય બે નોકરો બહાર ઉભા હતા. આઠ વર્ષની ઉમર હતી, માથા ઉપર લાલ ઓઢણી હતી, પગમાં સાત ગજની ઢીલી ઢીલી ઇજાર હતી, એક દાસી આ તરફ તો એક દાસી બીજી તરફ. એકના હાથમાં ખાસદાન અને બીજીના હાથમાં પાણીનો લોટો ( સરાઇ ). ડગલે ડગલે ખુદા રસુલના અવાજ દાસીઓના મોંમાંથી નીકળતા હતા.

બેગમ સાહેબ ઓરડામાં આવી જગા લેતાંજ, દંગ થઇ ગયાં.

તેઓ જન્મથીજ અમીરણુ હતાં. કોઈ ચીજની કમી નહોતી. પણ અહિંનો તો ઠાઠ જુદોજ હતો. નસીમા પાસે ઈરાનની અને કાશાનની શેતરંજીઓ, રૂમના અને સીરિયાના મખમલના ગાલીચાઓ તો નહોતા. પરંતુ જે કાંઈ હતું તે એવી ખૂબસૂરતી અને સફાઇથી શણગાર્યું હતું કે દિવાનખાનું પોતે બોલી ઉઠતું હતું. શેતરંજી ઉપર શેતરંજી, તે ઉપર ચાંદની, ચાંદની ઉપર ગાલીચા, ગાલીચા ઉપર ગાદલાં, ગાદલાં ઉપર ખૂબસૂરત ખુરશીઓ ગોઠવેલી હતી. એટલે સુધી કે સળ કે તણુખલાંનું નામ પણ જોવામાં આવતું નહોતું. દિવાલો પર નકશાઓ ટાંગેલા હતા. છાજલી પર તસ્વીરો, દિવાનખાનાની વચ્ચોવચ્ચ મેજ અને મેજપર ખડીઓ કલમ, તે સિવાય દરેક ખૂણાને લગતાં કબાટો ગોઠવેલાં હતાં.તેમાં કીમતી સુંદર ચોપડીઓ મૂકેલી હતી. માથા ઉપર તરેહ તરેહનાં ઝાડ જોવામાં આવતાં હતાં. કેટલેક ઠેકાણે ઝાલરવાળા રૂમાલો જોવામાં આવતા અને તે પર કુરાન શરીફ ગોઠવેલાં હતાં.

બેગમ સાહેબે બધી બાજુએ એક નજરથી જોઇ લીધું.અને સાંભળ્યું હતું તેના કરતાં વધારે જોવાથી ખાત્રી થઇ. પરંતુ ગભરાટ એવો હતો કે બે મિનિટમાં ચાર વખત ઉપરા ચાપરી કહેણુ મોકલ્યાં. નસીમા જો કે પોતાના કામમાં ઘણી ગુંથાયલી હતી તોપણ તે અવિવેકી અને અસભ્ય નહોતી કે તે બેગમ સાહેબને મળવા પણ ન આવે. ગમે તેમ કરીને આવી. સલામ કરીને બેઠી, બેગમ સાહેબે કહ્યું.—"હું તમારી રીત ભાત અને હુન્નર કળા વગેરેનાં વખાણો ઘણા લાંબા વખતથી સાંભળ્યા કરૂં છું. ઘણા દિવસ થયાં મારો ઇરાદો હતો કે તમને મળું. અને તમને મારે ઘેર લઇ જાઉં એટલા માટે કે મારી દીકરીઓ પણ તમારી પાસેથી કાંઈ શીખે. આજે નવરાશ મળવાથી તમારી પાસે ચાલી આવી તો તમે મારી સાથે ચાલો. મારી દીકરીઓ તમારી રાહ જોતી બેઠી છે."

નસીમા—"હું આપના પધારવાથી હદ ઉપરાન્ત ખુશી થઇ છું અને ઉપકાર માનું છું."

બેગમ સાહેબ—" ઠીક પણ તમે જલદી ચાલો. મારી બેઉ શાહજાદીઓ તમારી રાહ જોતી બેઠી હશે!"

શાહજાદીઓનું નામ લેતાં હાજરાને હસવું આવ્યું; પરંતુ મ્હોં મલકાવી છાની રહી. નસીમા જરા ચૂપ રહી પછી કહ્યું—" હું આજે લાચાર છું. હું તે વખતે પણ માત્ર તમને માઠું લાગે તેથી તમારી પાસે આવી હાજર થઇ, નહિતર હું આવત નહિ. આજે મારા પતિ બહાર ગામ જાય છે. અને હું એમની તૈ-યારીનાં કામોમાં ગુંથાયલી છું. જો તમે મને પહેલાંથી ખબર આપી હોત તો ઘણું સારૂં થાત. હું નક્કી તમને આજે અહિં પધારવા મના કરી દેત. અને તમને જરા પણ મહેનત ન પડત."

બેગમ સાહેબ ખબર આપવાને શું સમજી શકે? આ સાં-ભળતાંજ દંગ થઈ ગયાં. પાંચ રૂપિયાની મિઠાઇ પોતાની સાથે લાવ્યાં હતાં. દાસીએ થાળ નસીમાની આગળ મૂકયો. તેણીએ કહ્યું—" એની કાંઇ જરૂર નથી."

બેગમ સાહેબ—" હું માત્ર છોકરાંઓ માટે લાવી છું."

નસીમા—" છોકરાંઓ માટે પૂછતાં હોવ તો આપના પ્રતા-પથી જયારે એમની ઇચ્છા મિઠાઈ માટે થાય છે ત્યારે ખાઇ લે છે. એ તો માત્ર આપણા શહેરનો એક નકામો ચાલ છે. એનો અર્થ એટલોજ કે બીજાની ફજેતી કરવી. માટે હું કહું છું કે એની કાંઇ જરૂર નથી. હું એને કેવી રીતે કબૂલ કરી શકું? એ સંભાવત છે કે મારી પૈસા સંબંધી સ્થિતિ આને લાયક ન હોય કે હું એટલી મિઠાઇ જયારે હું તમને મળવા આવું ત્યારે મારી સાથે લાવી શકું! અથવા તે વખતે તમારી ખાતર આ મિઠાઈ લાયક કરી શકું નહિ ત્યારે મને મનમાં કેવી શરમ થાય?"

હવે બેગમ સાહેબ તદ્દન ઉતરી પડયાં. ટ્રેન જવાને માત્ર ચાલીશ મિનિટની વાર છે એમ કહી નસીમા ઉભી થઇ અને કહ્યું કે—" માફ કરો."

બેગમ સાહેબ પણ પોતાના મનમાં સારૂં નઠારૂં કહી પાધરાં સંજીદાને ઘેર ગયાં અને પોતાની દાઝ સારી રીતે કાઢી. જ્યારે બેગમ સાહેબ કહી રહ્યાં ત્યારે સંજીદાએ કહ્યું–" તમે નસીમાનો ખરો અંદાજો કાઢયો નથી. તેણીએ જે કાંઇ કહ્યું તે સાચું કહ્યું. તે તો તમારી ભૂલ હતી કે ખબર કર્યા વગર તમે ડોળીમાં બેસી ગયાં. ન તો ઓળખાણ પીછાણ, ન તો નાતો કે નીસબત. તે જંજાળવાળી, બચ્ચાંઓની મા અને ધણીની વહુ છે. વળી તે ઉપરાન્ત દુનિયાનાં ઘણાં કામો તેને કરવાનાં છે. શું તમારા અભિપ્રાયમાં તે પોતાનાં સઘળાં કામકાજ મૂકી તમારી પાસે આવી બેસત ? ધણીનાં કામ ન કરત ? બેગમ સાહેબ જરા ઇન્સાફ કરો. ભૂલ તમારી છે. જો તમારે જવું હતું તો પહેલાંથી પૂછાવી લેવું જોઇતું હતું, કે તમને નવરાશ છે કે નહિ. તે તો દરરોજ એક વાગતાં સુધી સૌને મળે છે. તેને ગમે તેટલું જરૂરી કામ હોય તે મૂકી અથવા બીમારી હોય કે મુસીબત હોય તોપણ તે વખતે દિવાનખાનામાં જઈ બેસે છે તો તમારે તે વખતે જવું જોઇતું હતું. અથવા તો પૂછાવી લેવું જોઇતું હતું.

બેગમ સાહેબ—" ઠીક, એમ છે તો મિઠાઇ કેમ ન લીધી? એમાં શી હરકત હતી ? "

સજીંદા—" એની પણ કાંઇ જરૂર નહોતી. આ પણ તેણીએ ગેરવાજબી કર્યું નથી. તમે તેણીને મળવા ગયાં હતાં કે ઉપકાર કરવા. વગર કારણે તે તમારી મિઠાઈ કેવી રીતે કબૂલ કરે ?"

સજીંદા, બેગમ સાહેબની બાળપણની સહીયર હતી તેથી તેણીએ તેમને અવળે હાથે લીધી અને સાંજરે જતી વખતે એટલું કહ્યું કે બાઈ મારી ભૂલ થઇ અને ભવિષ્યમાં ત્યાં તો શું પણ બીજે કોઈ ઠેકાણે ખબર કર્યા વગર જઈશ નહિ.



## પ્રકરણ ૨૫ મું.

રાબીયા સ્વભાવની તેજ તો હમેશાથી હતી. એતો કાંઈ નસીમાની સોબતની અસર હતી. થોડી ઘણી લાચારી હોવાથી તથા બાપ મા બંને મરી જવાથી તે નસીમાના દાબમાં રહેતી, બોલવા ચાલવામાં જબરી હતી. માથાપર ભાભી સિવાય કોઇ મુરબ્બી રહ્યું નહિ. તેણીનો નિયમ એવો હતો, કે હમેશા તે સોનાનો કોળીઓ ખવાડતી પણ વાઘની નજરથી જોતી. જે ટેવો તેને પડી ગઇ હતી તે દબાઇ ગઈ. અવગુણો તેમાં હતા તે કેટલેક દરજ્જે ઓછા થયા. જે અવગુણોનો પાયો શરૂઆતથી નંખાયો હતો તે નસીમાના મટાડવાથી પણ મટી શકે તેવો નહોતો. કુંવારાપણું જેમ તેમ કરી વીતી ગયું. પરંતુ લગ્ન પછી જે બી વવાઇ ગયાં હતાં, તે હવે એવાં ફળ લાવ્યાં કે સાસુ નણંદોનો બડબડાટ, દેરાણી, જેઠાણીની ફરીયાદ, બીજેજ દિવસથી શરૂ થઈ ગયાં. જો નસીમા બેવકુફ માતાઓની માફક તરફેણ માટે ઉભી થઇ જાત તો કદાચ પંદર દિવસમાં રાબીયા હમેશને માટે બારણે આવી આશરો લેત. પરંતુ તેણી કાગળોનાં સઘળાં દફતરો વાંચતી અને બાળી નાખતી. એનો એટલો ફાયદો જરૂર થયો કે રાબીયા પીયરની મદદથી તદ્દન નાઉમેદ થઈ ગઇ. જ્યારે અહિંની મદદ કે ટેકો ન રહ્યો ત્યારે તેણી સારી રીતે સમજી ગઈ કે જો સાસરેથી જાઉં તો બેસવાને માટે આંગળી પકડવાનું પણ મળશે નહિ. પણ જે જાતી સ્વભાવ કુદરતી રીતે મનમાં સમાઈ ગયો હતો તે કેવી રીતે દૂર થાય? જે વિચારો ઘર કરી બેઠા હતા તે કેવી રીતે નાબુદ થઇ જાય? ધણીએ પોતાના તરફથી પ્યાર મેળવવામાં કાંઇ ઓછું પાનું કર્યું નહિ. તે પૂરી ઉમરનો, અનુભવી અને કેળવાયલો માણસ હતો. વળી તે પૈસાદાર પણ હતો. તે સારી રીતે જાણતો હતો કે હજી તે છોકરી છે. માટે મન ધીમે ધીમે લાગશે. અને તબીઅત ધીમે ધીમે જામશે. તેને ખુશ કરવા માટે નિત્ય નવા નવા સામાન એકઠા કરતો અને આરામનો પૂરે-

પૂરો બંદોબસ્ત કરતો. પરંતુ તે ઉદ્ધત સ્વભાવની હોવાથી જરા પણ ગણકારતી નહિ. જાણી જોઇને તે છોકરાંઓને દબાવતી, કાંઈ કારણ વગર નોકરો ઉપર ધુરકતી, કારણ કે એવો તેનો સ્વભાવ હતો. છોકરાંઓ સમજ વગરનાં હતાં તેથી થોડા દિવસમાં માને વિસરી ગયાં. એનેજ ખરી મા સમજવા લાગ્યાં. તેઓ એની સાથે ગેલ કરતાં. જો તે બુદ્ધિથી કામ લેત તો તેમને હેવાયાં કરવાનું કાંઈ મહાભારત કામ ન હતું. મજેથી તે આખી ઉમર સુધી છોકરાંઓ ઉપર હકુમત અને ધણીપર અમલ ચલાવત. પરંતુ એની આદત એવી હતી કે છોકરાંઓને રડતાં મૂકી ગાડીમાં બેસી હવા ખાવા જતી. ધણી જોયાં કરતો અને તે પાન બનાવી પોતાનું મોઢું ગરમ કરી પલંગપર પડી રહેતી. ત્રણ સાડાત્રણ વર્ષ સૂધી તો તે ચૂપચાપ જોતો રહ્યો. પરંતુ તેણે જોયું કે વહુ કોઇ પણ રીતે સુધરતી નથી. મને જરાપણ ન ચેન ન તો છોકરાંઓને આરામ ખુદાની બંદીએ પોતાના કામથી કામ રાખ્યું છે. આખરે તે બીજું લગ્ન કરવા માટે તૈયાર થયો. નસીમાના કાનમાં આ વાત પહોંચી ત્યારે તેનું દિલ ભરાઇ આવ્યું–હાવરી બહાવરી બની ગઈ–અને નણદોઇ પાસે જઇ તેની સાથે વાત કરવા સિવાય બીજો ઉપાય નથી એમ ધારી તે તેની પાસે ગઈ.

નસીમા—“ મારા સાંભળવામાં આવ્યું છે કે તમે પેગમ્બર સાહેબની સુન્નત અદા કરવાની ફિકરમાં છો ? ”

નણદોઇ—“ તમે ખરૂં સાંભળ્યું. પણ તમે આ વાત મશ્કરીમાં ઉડાવશો નહિ. હું તે મોલવીઓમાંનો નથી કે જે પુનર્વિવાહને પેગમ્બર સાહેબની સુન્નત સમજાવી બીજાઓને ઠગે હું જરૂરીઆતને લીધે આ કામ કરૂં છું અલબત, ઈસ્લામે જે હુકમ આપ્યો છે તેનો જરૂર ફાયદો લઇશ. અને તે પણ એટલા માટે કે આ લગ્નથી મારી જે મતલબ હતી તે પૂરી થઇ નહિ. ”

નસીમા—“ મારા જાણવામાં છે ત્યાં સુધી રાબીયા વહુ તરીકેની પોતાની ફરજ સારી રીતે બજાવે છે. તમે એની કદ-

જમાં તમારાં છોકરાઓંની પરવરશી કેમ સામેલ કરી દીધી? ને તેણી આથી બેદરકાર રહે અથવા એ કામ ન કરી શકે તો તે પણ છોકરી છે. અને તેથી સખ્ત સજાને લાયક નથી. જે સજાની તમે તજવીજ કરી છે તે એવી છે કે જેથી એની આખી ઉમર બરબાદ થાય!"

નણદોઇ—-નીકા વખતે હું આ છોકરાંઓનો બાપ હતો. મેં એ છોકરાંને કાંઈ સંતાડી રાખેલાં નહોતાં તેથી એ ખુલ્લું હતું કે મારી વહુના કામોમાં એમની પરવરશી નક્કી સામેલ હતી. એ કામ બધા કરતાં મોટું હતું તેથી બાપ તરીકેનું મારૂં આ કામ છે કે એમની પરવરશીનો પૂરેપૂરો બંદોબસ્ત કરૂં; અને એક એવી ઓરતથી પરણું જે એમની પણ પરવરશી કરી શકે!!

નસીમા—" તમને સારી રીતે માલૂમ હતું કે જે છોકરીથી તમારૂં લગ્ન થાય છે તે કુંવારી છે, એણે દુનિયા જોઇ નથી, એના પહેરવા ઓઢવાના દિવસો છે, સારામાં સારૂં ખાવાનો, તથા બેફિકર થઈ સૂઈ રહેવાનો વખત છે. પેહેલોઠીને પહેલી વખત પોતાના પેટનાં છોકરાં હોય છે તેમને નાનીઓ દાદીઓ પરવરશ કરે છે. માઓ પાસે માત્ર દૂધ પાવાનો સંબંધ રહે છે. માટે એવી એક છોકરી પાસે એવી ઉમેદ રાખો કે તે તમારાં આવડાં મોટાં મોટાં છોકરાંઓની પરવરશી કરે! અને મા બનતાં પહેલાં સગી માની માફક પોતાનું સુખ એમના દુઃખપર કુરબાન કરે! તમે એની પાસે તે કામ લેવા ચાહો છો જે કુદરતે પણ એને સોંપવું દુરસ્ત ધાર્યું નથી. તમારે કોઈ એવી ઓરત સાથે પરણવું જોઇતું હતું જે પોતે પણ ઘણાં બચ્ચાંઓની મા હોત, કે બંનેના હક બરાબર થાત. વળી તમને પણ જણાઈ આવત કે પારકાં છોકરાંઓની પરવરશી સહેલી છે કે અઘરી!"

નણદોઇ—" તમે જે વિષયપર વાદવિવાદ કરો છો તેનો ફેસલો નીકાહ પહેલાં થવો જોઇતો હતો. મારી આ દરખાસ્ત

નીકાહમાં વહુની ફરજ સાથે સામેલ હતી. તે વખતે તમને ના કહેવાનો પૂરેપૂરો અખ્ત્યાર હતો. જ્યારે તમે તે મંજુર કરી લીધું ત્યારે કોઈ કારણ નથી કે મારી આ મતલબ પૂરી થાય નહિ તેથી હવે હું પુનર્લગ્ન કરૂં છું. મારી હાલની વહુ પોતાની ફરજ અદા કરવામાં બેપરવાઇ, સુસ્તી, આળસાઇ વાપરે છે અને ખુલ્લી રીતે હુકમનો અનાદર કરે છે. મેં ત્રણ વર્ષ કરતાં વધારે ધીરજથી કામ લીધું છે જે એક ઓરતને માટે કામ સમજી લેવાને પુરતો વખત હતો. અને ધણીને બીજા નીકાહની જરૂરીઆતથી બીલકુલ હલકું કરી દે એ તેની ફરજ હતી. કોઈ પણ માણસ દુનિયામાં એવો બેવકુફ નહિ હશે કે વગર કારણે પોતાના ખરચમાં વધારો કરે! અને જાણી જોઇને નવા સંબંધોમાં પડે. તેટલા માટે ખાસ સ્વાર્થ સિવાય જેઓ શોખથી બીજીવાર લગ્ન કરે છે તેઓ મારા મત પ્રમાણે સારૂં કરતા નથી. તેઓનું સાધારણ રીતે બીજા નીકાનું કારણ હાલની વહુ થાય છે. જો વહુ પોતાનું કામ સારી રીતે કરે અને પછી ધણી બીજાં લગ્ન કરે તો તે જોખમદાર પોતાના કામનો થશે. પણ જ્યારે તે જુએ છે કે વહુ તેની સઘળી જરૂરીઆતો પૂરી કરવામાં સુસ્તી કરે છે. તો તે બીજાં લગ્ન કરવા લાયક છે. એનું સઘળું પુન્ય કે પાપ, બુરાઇ કે ભલાઇ, જે કાંઈ પણ પરિણામ આવશે તે તેને માથે છે."

નસીમાનો વિચાર હતો કે તેણી નણંદોઇને ધમકી આપી પોતાનું કામ કાઢી લે, પણ નાઉમેદ થઇને ચૂપચાપ રહી. આખરે માનવું પડયું કે મરદના બીજા નીકાની જોખમદાર એની વહુ છે. એમ છતાં એવો ફેસલો થયો કે એક વર્ષની મહેતલ વધારે મળવી જોઇએ. જો આ અરસામાં રાબીયા સીધા રસ્તાપર ન આવે તો એના ધણીને નીકાનો પૂરેપૂરો હક છે.



## પ્રકરણ ૨૬ મું.

નસીમાએ નણદોઈને તક આપવાની તો આપી દીધી. અને પોતાની શક્તિ પ્રમાણે રાબીયાને ધમકાવવા તથા સમજાવવામાં કાંઈ ઓછું પાનું કર્યું નહિં. ખાનગી રીતે એ પણ કહી આપ્યું કે હવે એવી ઉંઘમાં સૂઇશ તો આખી જિંદગી સુધી માથા પર હાથ રાખી રડવું પડશે. એકલો જીવ હોત તો કોઇનું ઉપલક કામ કરી પેટ ભરી લેત. વળી કાચો સાથ તે ઉપરાંત બે છોકરાં જેના દરવાજા આગળ જશો ત્યાં કાળુ કર, દુર જા, એવો ફિટકાર પડશે. પરંતુ રાબીયા તો એવા કાચા કોટની ચણેલી હતી કે તે એકની બે થઈ નહિ. તેજ ખડખડાટ અને ખકખકાટ ચાલુ રાખ્યાં. જો નસીમા કાનોમાં પુમડાં નાખી બેસી રહેત તો રાબીયા પોતાને હાથે પોતાનું ઘર ગુમાવી બેઠી હોત. પરંતુ તેણી તેના સ્વભાવથી જાણીતી, આદતોથી વાકેફ અને ખસલતોથી ખબરદાર હતી. તથા ગુણોથી સારી રીતે જાણીતી હતી. મહિનો વીસ દિવસ સુધી તો એણે એવી ટેવ રાખી કે ચોથે પાંચમે દિવસે આવી તેને ધમકી આપી, રાડો પાડી, બેચાર કલાકો રોકાઈ, ગુસ્સે થઇ ચાલી જાય. પરંતુ જ્યારે જોયું કે આ ઘી સીધી આંગળીઓ વડે નીકળે એવું નથી ત્યારે થોડા દિવસને માટે પોતાનું ઘર છોડી છોકરાંઓને લઇ, નણદોઇને ત્યાં આવીને રહી. જો રાબીયા ગમે તેવી છે તો પણ છોકરી છે. પણ એવી બેવકુફ નથી કે એટલી ધમકીથી પણ હુશિયાર થાય નહિ. તે, તેણી સારી રીતે જાણતી હતી. અહિં આવી જોયું તો કમબખ્તની જે વાત છે તે નોખી, જે ઢંગ છે તે નીરાળો, બેશરમ એટલી કે હજારો વાતો કહો. પણ જરા અસર થાય નહિ. હઠીલી એટલી કે ગમે એટલું માથું પકાવો પણ જરા દરકાર કરે નહિ. એટલી વાતની જરૂર હતી કે કોણ જાણે નસીમાની કેળવણીની પદ્ધતિ અથવા નાનપણનો બેઠેલો ડર એવો હતો કે જ્યારે એ ધમકાવે ત્યારે એનું લોહી

સુકાઈ જતું. નસીમા પણ હવે સારી રીતે સમજી ગઇ કે સરખી ઉમરની દીકરી છે. જવાબ આપશે તો મોટાઈ અને વડીલપણાના કાંકરા થઇ જશે. માટે મારે જે કાંઈ કરવું અને કહેવું તે સમજીને કરવું. સૌથી પહેલાં એણે ઘરના શણગાર તરફ લક્ષ દોર્યું. તેના રહેવાનું ઘર પોતાનું નહોતું, પણ ભાડાનું હતું. પરંતુ પંદર વર્ષ થયાં કબજામાં હતું. બળવા પહેલાંનું ઘર જેમાં આજ દિન સુધી મરામતો તો એક બાજુએ રહી પણ લીંપવા થાપવાનું કે ચૂનો છાંટવાનું ભાગ્યેજ નસીબ થયું હોય. બારણાંની કડીઓ તૂટેલી ફૂટેલી, પાટિયાં ફાટેલાં, હુંઠાં નીકળેલાં, દિવાલો લુણાવાળી હતી. છતપર નજર નાખો તો બીક લાગે. અને દિવાલો જુઓ તો ભયંકર લાગે.

નસીમાની મહેતલ માગવાથી કે દિલાસો આપવાથી કમનસીબ નણંદોઈ શું ઉમેદ રાખત? પરંતુ હાં, એના આવવાથી એમ લાગ્યું કે કદાચ ઘર ફરી જાય. નસીમાએ પહેલું કામ એ કર્યું કે ઘર બદલાયું અને ખુલ્લે ખુલ્લું નણંદોઇને કહી આપ્યું કે તમારાં છોકરાં વખતો વખત માંદા રહે છે અને વહુને દરેક વખતે માથાનો દુઃખાવો, કમજોરી વગેરેની ફરિયાદ કરતી રહે છે. એનું મોટું કારણ આ ઘર છે. સાત સાત ગજની મોટી ઓસરીઓ અને મુઆં, ચાર ચાર ખાટલાઓ સમાય, એટલું પણ આંગણું નથી. દિવાલો પોતાને મોઢે બોલે છે કે તાજી હવા સમખાવા માટે અંદર આવતી નથી, શિયાળામાં ધૂપ નહિ, ઉનાળામાં હવા નહિ, જેના ઉપર તંદુરસ્તીનો આધાર છે. રસોડામાં ધૂમાડીયું નથી કે જ્યાંથી ધૂમાડો બહાર જઈ શકે, તે પણ વળી જુલમ આવો કે ન તો કોયલા, ન તો બાળવાનાં લાકડાં. ફકત છાણાં બાળવામાં આવે છે એનો ધૂમાડો એવો છે કે તંદુરસ્તમાં તંદુરસ્ત માણસને પણ આંધળું કરી નાખે.

નવા મહોલ્લામાં નસીમાના આવતાંજ પાડોશીઓને ઈદ જેટલી ખુશી થઇ. રાતના બાર વાગતાં સુધી નાનાં તેમજ મોટાં

બૈરાં,, કુંવારીઓ તેમજ પરણેલીઓ વગેરે એને ઘેરીને બેસી રહેતી. અને તે વાતોમાંને વાતોમાંજ એમને કામની હજારો વાતો કહેતી. સ્ત્રી કેળવણીની ચર્ચા શહેરમાં સારી રીતે ફેલાઈ. છોકરીઓનો નવો નવો શોખ, મોટાઓની મદદ, નસીમાનું મુરબ્બીપણું હતું તેથી વાતવાતમાંજ મહોલ્લાની એક સારી ખાસ અન્જુમન કાયમ થઇ. દર અઠવાડીએ જુમાની નમાજ પછી નસીમા બેગમનું એક ભાષણ થતું. તથા રાબીયાની દુરસ્તીના પેટામાં આખા મહોલ્લાની સ્ત્રીઓ એથી ફાયદો લેતી. સ્ત્રીઓનાં ટોળેટોળાં એકઠાં થઈ હાજર થઇ જતાં. સૌથી પહેલાં નમાજ થતી, પછી નસીમાનું ભાષણ, આ અન્જુમનમાં પહેલ વહેલું ભાષણ આ હતુંઃ-

બ્હેનો ! તમને સારી રીતે માલૂમ છે કે આપણી જિંદગીનો આધાર માત્ર ત્રણ વસ્તુઓ ઉપર છે. હવા, પાણી અને ખોરાક. હવા, પાણી તો કુદરતી ઇનામ છે. અને એનાપર હું આ વખતે વાદ કરતી નથી. પણ ખોરાક આપણા અખ્ત્યારમાં છે. કારણ કે આપણા સુધારામાં, અને આપણા સુધારામાં તો શું, પણ દરેક દેશ તથા દરેક કોમમાં ખોરાકનો આધાર સ્ત્રીઓ ઉપર છે. માટે દરેક છોકરીને ખોરાકની બાબત પૂરેપૂરી હકીકત નહિ તો થોડી હકીકત માલૂમ થવી જોઈએ એટલા માટે કે આ ખોરાક, કઈ કઈ ચીજોથી મળેલો છે ? એ અમારા શરીરપર શી અસર કરશે ? કયે વખતે કયો ખોરાક ફાયદાકારક તથા કયે વખતે કયો ખોરાક નુકસાનકારક થઇ પડશે ? એક ડાકટરનો એવો મત છે કે અનાજ ખરીદતી વખતે આપણે એવી કાળજી રાખીએ છીએ કે લોટ ઓછો તો નથી આપ્યો ? ઘી ઓછું તો નથી ? તેવીજ રીતે આપણે જરૂર જાણવું જોઇએ કે ખોરાક આપણી જિંદગી જેવી અમૂલ્ય ચીજપર શી અસર કરશે. ઘણા જીવો બેદરકારીથી મરી જાય છે. અને ઘણું કરીને જેમ બાપડી બાઈ રાબીયા પોતે તથા તેનો ધણી તથા તેનાં છોકરાં ઈજા ભોગવે છે તેમ બીજી સઘળી સ્ત્રીઓ તેજ વર્ત્તન ચલાવી દુઃખ ભોગવે છે. આપણા શરીરમાં જે અવયવો, સ્નાયુ અને રજકણો છે, તે દરેક શરીરની પરવરશી કરે

છે. અને એમની વૃદ્ધિ ખોરાકથી થાય છે. ખોરાકમાં વનસ્પતિ, માંસ, અને અનાજ વગેરે હોય છે. બે ચીજો હું આ વખતે તમને દેખાડું છું. એલ્બુમેન તથા ફીબ્રાઇન. એલ્બુમેન પ્રવાહી તેમજ વજનદાર હોય છે. એ ઇંડામાં, અનાજના બીઆમાં, તથા માંસમાં હોય છે. ફીબ્રાઈન પણ એજ જાતની ચીજ છે. અને તે એજ ચીજોમાં હોય છે. પરંતુ તે સૌથી ઉંચા નંબરની ચીજ છે. માંસનો શેરવો ઉકાળતી વખતે જો ધીમી આંચ આપો તો જે રેસાઓ જુદા પડશે તે ચોકખા ફીબ્રાઈન થશે. અખરોટ, બદામ, જવ વગેરેમાં એલ્બુમેન વજનદાર રૂપમાં હોય છે. પણ લોહી તથા ચખની વગેરેમાં પ્રવાહી પદાર્થના રૂપમાં હોય છે. આપણે ઘણું કરીને અનાજ વધારે ખાઈએ છીએ પણ માંસ અનાજ કરતાં વધારે પૌષ્ટિક છે. કારણ કે એનાથી ફીબ્રાઇન લોહીમાં વધારો કરે છે અને નસોમાં તાકાત આપે છે. અનાજથી લોહી ઓછું બને છે અને શરીરમાં માંસના મુકાબલામાં ઓછી ગરમી પેદા કરે છે. અનુભવ ઉપરથી એવું સિદ્ધ થયું છે કે ખોરાક અનાજ તથા માંસ સાથે મળી તૈયાર થાય છે અને રોટલી, તરકારી, પુલાવ વગેરે ચીજો શરીરની પરવરશીમાં ઘણાં વધારે મદદગાર થઇ પડે છે. આ જોઈ તમને અજાયબી થશે. અથવા કદી તમે અંગ્રેજી સોસાઇટીમાં મળશો તો જોશો કે તે લોકો અનાજ ઓછું ખાય છે અને માંસ વધારે. પરંતુ તમારા કરતાં વધારે તન્દુરસ્ત રહે છે. તેનું કારણ એ છે કે માંસમાં જે એલ્બુમેન હોય છે તે બીજા ખોરાક સાથે મળી પ્રવાહી બને છે. અને ઘણી સહેલાઈથી હજમ થઈ લોહીપર સારી અસર કરે છે. વનસ્પતિમાં પાચન શક્તિને મદદ આપનારી વસ્તુઓ વધારે હોય છે. મૂળા તથા કોબીજ વગેરેમાં વધારે મીઠું હોય છે, કલી પુલાવરમાં તો ચૂનો પણ હોય છે. જે પેટ સાફ કરી ફાયદો કરે છે. જે છોકરાંઓને કેટલીકવાર બદહજમીની ફરીયાદ હોય છે તેમને માટે ચૂનાનું ગાળેલ પાણી ઘણું ફાયદાકારક છે. થોડો ચૂનો એક માટીના વાસણમાં નાખો અને પાણી ભરી દો. ચૂનો તળીએ બેસી જશે, અને પાણી ઉપર

નીતરી આવે છે. આ નીતર્યું પાણી પાચન માટે ઘણું સારૂં છે. જેને ઇંગ્રેજીમાં લાઇમ વૉટર કહે છે. એ પાણી ડાકટરો કે દુકાનદારો પાસેથી મળી શકે છે.

મેં ઉપર એલ્બુમેન તથા ફ્રીબ્રાઇનનું વર્ણન કર્યું છે. માંસમાં ખાસ કરીને એ બંને ચીજો હોય છે. તે માટે માંસ ખાનારાં જાનવરો કરતાં જે જાનવરો માંસ ખાતાં નથી તેમનું માંસ ઘણું હલકું હોય છે; અને તે ઘણી સહેલાઇથી હજમ થઇ જાય છે. આપણા પવિત્ર ધર્મે આપણી સાધારણ વાતોમાં મહાભારત કામનો ફેસલો કર્યો છે. માટે આપણે ધ્યાનથી જોવું જોઇએ. અને એજ કારણથી આપણે માટે તે જાનવરોનું માંસ હલાલ છે. જે માંસ નથી ખાતાં તેવાં ફાડી ખાનારાં જાનવરોનું માંસ હરામ છે. માંસ અનાજની સરખામણીમાં જલદી હજમ થાય છે. ખાસ કરીને માછલી. કારણ કે એમાં એલ્બુમેન ઘણો વધારે હોય છે. અને તેથી એનું માંસ ફાયદાકારક હોય છે. માંસમાં જેટલું એલ્બુમેન વધારે હશે તેટલું ફ્રીબ્રાઈન અને ચરબી ઓછાં હશે. અને જેટલાં પ્રમાણમાં ફ્રીબ્રાઇનકે ચરબી ઓછાં હશે તેટલા જલદીથી હજમ થશે. કબૂતર અને મરઘીનું માંસ, બકરી અને ઘેંટાના માંસ કરતાં જલદી હજમ થાય છે. પણ બતકનું માંસ ભારે હોય છે. કારણ કે એમાં ફ્રીબ્રાઇન વધારે હોય છે. જેથી હજમ થવાને વાર લાગે છે. કાળજું ભેજું કે છાતીનું માંસ સહેલાઈથી હજમ થતું નથી. કારણ કે એમાં ફ્રીબ્રાઈન વધારે હોય છે. સાથે સાથે હું એ પણ કહીશ કે ખોરાક જેટલો સાદો હોય તેટલો સારો. કારણ કે બીમારીનું મૂળ માત્ર ભારે ખોરાકને લીધેજ બાઝે છે. નહિતર આગલા જમાનામાં જ્યારે સાદો ખોરાક અને સાધારણ ખાણાં ખવાતાં હતાં ત્યારે ન તો આવી બીમારી હતી ન તો આવી ફરિયાદો. તેમની ઉમર આપણા કરતાં વધારે થતી હતી. અને એમના વખતમાં આપણા કરતાં બીમારી પણ ઘણી ઓછી થતી હતી. યુનાન અને રૂમના લોકો તેમના વખતમાં ઘણી સાદી જિંદગી ગુજારતાં હતા. પણ એમના વખતમાં એમના પાડો-

શમાં સારાં ભોજનો શરૂ થવા લાગ્યાં. પરિણામ એ આવ્યું કે યુનાન અને રૂમવાળા શારીરિક અને મગજ શક્તિમાં હમેશા એમનાથી ચઢીઆતા રહ્યા. ખેર ! આ એક એવી બાબત હતી કે જે ઉપર ટીકા કરી શકાય. પણ વાદ માત્ર ખોરાક વિષેનો હતો. જ્યાં સુધી બની શકે ત્યાં સુધી ખોરાક ગરમ ખાવો જોઇએ. ટાઢો ખોરાક એટલો ફાયદાકારક નથી, જેટલો ગરમ ખોરાક છે. કારણ કે ખોરાકમાં ચરબી હમેશા વધારે હોય છે. જો તે ગરમ અને પ્રવાહી હોય તો ખુલ્લું છે કે પાચન શક્તિ માટે ઘણો ઉપયોગી થશે. જો તે ટાઢો હશે તો જઠરની ગરમી જે ખોરાક હજમ કરે છે તે ચરબીની ઠંડકને લીધે સુસ્ત થઇ જશે. કેટલીક જગાએ મેં જોયું છે કે ખાધાં પછી મેવો ખાવામાં આવે છે. દાખલા તરીકે અખરોટ, બદામ, કાજુ, કોપરૂં, દ્રાક્ષ વગેરે. પણ આ નિયમ તંદુરસ્તી વિરૂદ્ધ છે. કારણકે એવી ચીજો પાચન શક્તિમાં ભારે હોય છે. અને જ્યારે ખોરાક પોતે હજમ ન થાય તો એ જઇને ઉલટો પાચનશક્તિમાં બગાડ કરશે. હા, જો પાનની માફક એના ખાણાની ઘણી જરૂર ન હોય અને તે પણ એટલા માટે કે મ્હોં સાફ થઈ જાય. તો ઠીક થશે કે આ ચીજો મીઠાની સાથે ખાવામાં આવે તો જલદી હજમ થઈ શકે. બપોરનું ખાણું લીધા પછી કાંઈક થોડીવાર આરામ અને રાતનું ખાણું લીધા પછી કાંઈક થોડીવાર ચાલવું એ તંદુરસ્તી માટે ઘણું સારૂં છે. કારણકે ખાણા પછી જો મહેનત કરવામાં આવે તો જઠરમાં તૈયાર થયેલું લોહી બીજી તરફ જશે અને પાચનશક્તિ ઓછી થઈ ખાધેલું મોડું પચશે. હું આ વિષયને જો ખુદાનો હુકમ હશે તો આવતા શુક્રવારે પૂરો કરીશ. પણ આજ પણ એના પૂરા થવા પહેલાં હું તમને કાંઇ ઉપયોગી વાતો જે ખોરાક સંબંધીની છે તે હવે સમજાવું છું.

જે સ્રીઓ છોકરાંઓને ધવડાવે છે એમને પનીર કે સરકો ઘણો ઓછો ખાવો જોઇએ. બલ્કે બની શકે તો તદ્દન ખાવો નહિ. કારણકે આ બંનેની અસર લોહીપર એવી જાતની થાય છે કે

તે દુધની પરવરશીમાં ઓછું કરે છે. માંસને જો સાધારણ વખત કરતાં વધારે વાર રાખવું હોય તો રાંધી એને એવી રીતે દબાવી દોકે જે કાંઈ એમાં પાણીનો ભાગ હોય તે જતો રહે; પછી જસતનો એક દાબડો લઈ એની હવા કાઢી નાખો. અને માંસ મૂકી એવી રીતે બંધ કરો કે હવા અંદર જવા પામે નહિ. અને જે વખતે આ દાબડાને ઉઘાડવામાં આવશે તે વખતે માંસ તદન તાજો નીકળશે. એવીજ રીતે જો ઈંડાંઓને વધારે દિવસ રાખવા માગતા હો તો હવા જે શારીરિક છિદ્રોમાંથી દાખલ થાય છે તેને બંધ કરી દો. કારણ કે તે ઈંડાંઓને ગંદા કરે છે. તેની યુક્તિ એ છે કે જો તેલ ચોપડો તો બંધ થઈ જશે. પણ ચરબી એકદમ છિદ્રોને બંધ કરી દે છે. છોકરાંઓને કેટલીકવાર ઝાડો તથા ઉલટી શરૂ થાય છે. દુધ પીતાં છોકરાંઓને આવી જાતની ઈજા ઘણું કરીને થાય છે. તેનું કારણ માત્ર પેટમાં વાયુ, એ વિના બીજું નથી. માટે જાયફળને બારીક વાટી એમાં મેગનિશિયા (વિલાયતી મીઠું) કે થોડી ખડી મેળવી આપવાં કારણ કે એ ઘણું ફાયદાકારક સાબીત થયું છે.

## પ્રકરણ ૨૭ મું.

ભાષણ પૂરું થતાંજ બધી બાજુએથી નસીમા બેગમના ગળામાં ફૂલોના હાર પહેરાવવામાં આવ્યા; દરેક બાજુએથી સાબાશી અને વખાણના અવાજોથી વધાવી લીધી. કાંઇ એવી અસર થઈ કે આઠ દિવસ કાઢવા, એ બીબીઓને આઠ વર્ષ જેવા લાગ્યા. જ્યાં જુઓ ત્યાં એજ વાતની ચર્ચા અને જ્યાં સાંભળો ત્યાં એજ વાત. જે જુઓ તે શુક્રવાર માટે રાહ જોતાં બેઠાં છે. જેમતેમ કરી શુક્રવાર આવ્યો ત્યારે સ્રીઓને ઇદ જેટલી ખુશી થઈ. અગીયાર વાગ્યાથીજ ખાણાંમાંથી પરવારી સ્ત્રીઓની ડોળીઓનો તાંતણો બંધાયો. અઢી વાગે નમાઝથી પરવાર્યા પછી નસીમા બેગમ ફરીથી ઉભી થઇ અને કહ્યું:—

"બ્હેનો ! કેટલીક વાતો ખાવા સંબંધીની દરેક સ્ત્રીને સારી રીતે મગજમાં ઠસાવી લેવી જોઇએ. દાખલા તરીકે જે છોકરાંઓને ઝાડો થઇ જાય છે, તેવાને ભાત ફાયદાકારક છે. ખાવાનાં વાસણ બનતાં સુધી ચીની અને કાચનાં હોવાં જોઇએ. તવામાંથી ઉતરેલી તરતની રોટલી જે ઘણાખરા લોકો ખાય છે, તે તંદુરસ્તીને નુકસાનકારક હોય છે. જે સ્ત્રીઓને કંઇ કામ કરવાનું હોતું નથી તેઓ બેદરકાર બેસીજ રહેછે; તેઓમાં ચરબી વધારે ઉત્પન્ન થાય છે–જે તંદુરસ્તીને નુકસાનકારક છે. એનો દાખલો એવી રીતે સમજવો કે જો તમે મરઘીઓ પાળો અને તેમને ચાલીસ દિવસ સુધી બંધ રાખો અને બહાર જવા ન દો અને દાણો પાણી આપ્યા કરો તો તેઓ શરીરમાં જાડી થશે, અને ચરબી વધી જશે. હવે હું તમને દૂધ સંબંધી કંઈ કહું છું. કારણ કે એ પણ આપણા ખોરાકનો મોટો ભાગ છે. સૌથી પહેલાં હું તમને સ્ત્રીના દૂધની હકીકત કહું છું. એમાં એક ભાગ કેસાઈન (દૂધમાંનો આખરે એવો અંશ) હોય છે. બીજી વસ્તુ ખાંડ અને માખણના રૂપમાં ચરબી હોય છે. ગાયના દૂધમાં કેસાઈન સ્ત્રીના દૂધ કરતાં વધારે હોય છે, પણ નુકશાન ઓછું કરે છે. ગાયના દૂધમાં કેસાઈન વધારે હોવાને લીધે વાદળાં અને વીજળીના વખતમાં ખરાબ થઈ જાય છે. કારણકે તે વખતે હવામાં ભીનાશ પેદા થઇ જાય છે. એ ભિનાશ ઘણીજ તેજ ઑકિસજન નામે હવાછે. અને એ હવા જાતે ઘણી ખાટી હોય છે–જેથી દૂધમાં લાકીંક મીઠાની જડ થઇ જાય છે. તેથી સારો રસ્તો એ છે કે દૂધને કદી આવી સ્થિતિમાં કાચું રાખવું જોઈએ નહિ. કારણ કે ઉકાળવાથી તેમાં જે ઓકિસજન હોય છે તે એકદમ બળી જાય છે. એ પણ સમજી રાખો કે ગાયનું દૂધ છોકરાં કે કમજોર જઠર વાળાઓને માફક આવતું નથી. કારણ કે એમાં (જેવું કે મેં ઉપર વર્ણન કર્યું તેમ) માખણ હોય છે. જો ભેંસનું દૂધ ન મળી શકે તો ગાયના દૂધમાંથી મલાઈનો ભાગ કાઢીને આપવાથી વધારે ફાયદો થશે. દૂધની જો એની બીક હોય કે બગડી જશે તો આપણે એવી

રીતે સારૂં રાખી શકીએ છીએ કે શેર દૂધમાં દસ ગ્રેન કારબોનેટ ઑવ સોડા નાખો. જ્યાં સુધી હું ધારી શકું છું ત્યાં સુધી એટલે કે આ દૂધ આઠ દસ દિવસ સુધી બગડશે નહિ. કાચના વાસણમાં દૂધ રાખવાથી કેટલીકવાર આમ તેમ બાજુઓમાં મલાઈ જામી જાય છે. પણ એ કદી ખાવી જોઈએ નહિ. કારણકે એમાં મીઠાનો ભાગ હોય છે અને કાચ સાથે મળી વધારે થાય છે. સગર્ભાવસ્થામાં કેટલીક સ્ત્રીઓને પીતનું જોર હોય છે તેથી ઉલટી થાય છે, અને ચક્કર આવે છે; તથા જીવ મુંઝાય છે. એનો ઉપાય સૌથી સરસ આ સાબિત થયો છે કે એક ચમચો મેગનિશિયા નાખી પી લેવું. આવા વખતે બધા ખોરાક કરતાં ચોખા વધારે સારા છે.

એક બીજો ઉપાય સારી રીતે સાબિત થયો છે તે એકે કારબોનેટ ઑવ સોડા દશ ગ્રેનની ભૂકી થોડા પાણી સાથે દિવસ માં ત્રણવાર લેવી. અતિશય ચા ઓછાવત્તી બધાને નુકસાનકારક છે. પણ સગર્ભા સ્ત્રીને તેથી પણ વધારે નુકસાનકારક છે. હા, એક બે વખત પીએ તો હરકત જેવું નથી. કારણ કે ચા પાચનશક્તિ ઓછી કરે છે.

હવે હું તમને તમારાં પહેરવાનાં લુગડાં સંબંધી કહું છું. ગરમ હવામાં ચીકણા અને સાફ લુગડાંનો પહેરવેશ તંદુરસ્તીને માટે ફાયદાકારક થઈ પડશે. સાંકડા ( તંગ ) પહેરવેશના મુકાબલામાં ઢીલો ઢીલો પહેરવેશ વધારે ગરમ હોય છે. પણ એ માનવામાં આવ્યું છે કે તંગ પહેરવેશ વધારે ગરમ થશે. કારણ કે ઢીલા લુગડામાં ગરમ હવાનું પડ જામી જાય છે. તંગ હોય તો હવા અંદર આવવા પામતી નથી. કેટલીક સ્ત્રીઓ શિયાળામાં આવી ભૂલ કરે છે કે અંદરના ઓરડામાં ગરમ પહેરવેશ પહેરી અથવા કોઈ લુગડું ઓઢીને બેસેછે. અને જો બહાર જવાની જરૂર જણાય તો એકદમ ઉભી થઇ ચાલી જાય છે—જેનું પરિણામ એ થાય છે કે બહારની ઠંડી હવા એકદમ શરીરમાં દાખલ થઇ બીમાર પાડે છે. માટે હમેશાં એની કાળજી રાખવી જોઇએ. એમ

તો ઘણી ચીજો જે શરદીની સંભાળ રાખે છે પણ શરદી લાગવાની અસલ જગા પેટ હોય છે અને બધા કરતાં એની સંભાળ જરૂરની છે. ફલાલીન આ કામ માટે ઘણી ફાયદાકારક સાબિત થઇ છે. અને શિયાળામાં પેટનું ફલાલીનથી રક્ષણ કરવું સારૂં છે. કારણ કે તે હવાને ચૂસી લે છે. અને અંદર દાખલ થવા દેતી નથી–જે સળેખમ અને ખાંસીથી બચાવે છે.

શરીરના કોઇ ભાગમાંથી એટલો પરસેવો નીકળતો નથી જેટલો પગમાંથી નીકળે છે. તેમ તે જેટલો જલદીથી નીકળે છે તેટલોજ જલદીથી સુકાઈ જાય છે. તેથી સુતરાઉ મોજાંને ઠેકાણે ગરમ મોજાં ફાયદાકારક થઇ પડશે. કારણ કે શરીરમાંથી પગદ્વારા પરસેવો નીકળે છે. જેટલો એનાં છિદ્રોનો બંદોબસ્ત થશે તેટલોજ પરસેવો નીકળશે. તેથી બનતાં સુધી પગમાં મોજાં પહેરવાં એ તંદુરસ્તીને વધારે ફાયદાકારક છે. મ્હેં હમણાં તંગ પહેરવેશનું વર્ણન કર્યું હતું–જે તંદુરસ્તીને માટે નુકસાનકારક છે. કારણ કે તે લોહીના ફરવાને અટકાવે છે. વળી તે નસોની હીલચાલ બંધ કરે છે તેથી જાત જાતની બીમારીઓ પેદા થાય છે. વધારે લુગડાં પહેરવાં પણ નુકસાનકારક છે. કારણ કે એના જોરથી પરસેવો વધારે થયો તો શરીર કમજોર થઈ જશે."

હું આજે હવા સંબંધી મારી પ્યારી બ્હેનોને કાંઇ કહું એ ગેરવાજબી ગણાશે નહિ. કારણ કે આપણી જિંદગીનો આધાર એના પર છે. "બ્હેનો અને દીકરીઓ, હવામાં બે તત્વ છે, માટે તે બંનેને યાદ રાખો. એકનું નામ ઓકિસજન છે–જેનું મેં ઉપર વર્ણન કર્યું છે. બીજાનું નામ નાઇટ્રોજન છે. એમ તો બીજી ઘણી ચીજો છે. દાખલા તરીકે પાણી, કાર્બોનિક એસિડ ગ્યાસ વગેરે વગેરે. પરંતુ આ બે મોટા ભાગ છે. હવા આપણા લોહીને ઓકિસજન પહોંચાડે છે–જેથી આપણે જીવીએ છીએ. એમ સમજી લો, કે આપણા દરેક શ્વાસમાં ઓકિસજન અંદર દાખલ થાય છે અને દરેક શ્વાસની સાથે જે બહાર આવે છે તે કાર્બોનિક એસિડ ગ્યાસ નીકળે છે. આપણે જે કાંઈ ખાઇએ છીએ

એનો જઠરમાં દૂધની માફક સારો અર્ક બને છે. આ અર્ક,લોહી ફરે છે તેની મારફત ફેફસામાંથી જાય છે. શ્વાસથી જે હવા અંદર પહોંચે છે તેજ ઓક્સિજન છે. તે આ અર્કને લાલરંગનો બનાવે છે. અને ખરાબ હવાને બહારના શ્વાસની મારફત કાઢે છે. જ્યાં જગા ઓછી હોય અને માણસો વધારે હોય ત્યાંની હવા એજ કારણથી ખરાબ થઇ જાય છે; અને બીમારીઓ પેદા થાય છે. કારણ કે દરેક માણસ પોતાના શ્વાસવડે ઓક્સિજન ઓછો કરી નાખે છે. અને કાર્બોનિક એસિડ ગ્યાસનું પ્રમાણ વધારે છે. જ્યારે ઓક્સિજન ન હોય અને પછી શ્વાસમાં કાર્બોનિક એસિડ ગ્યાસ દાખલ થાય તો તેની કેવી ખરાબ અસર થશે એ ખુલ્લું છે. તેથી મેળાઓ, પ્રદર્શન વગેરેમાં માણસની પુષ્કળતાને લીધે એ સંભાળ લેવામાં આવે છે. ઘરોમાં એજ કારણથી ધુમાડીઆં રાખવામાં આવે છે. કારણ કે ધુમાડા સાથે ખરાબ હવા બહાર નીકળી જાય છે. ઘરમાં આ નિયમાનુસાર જરૂર ફળોવાળાં ઝાડો, ઘટાદાર છોડવાઓ વગેરે ઘણા ફાયદાકારક થઇ પડે છે. કારણ કે કાર્બન એમનું પોષણ કરે છે. અને એ હવા તેઓ એકદમ ચૂસી લે છે.

કાદવ કે સડેલી ચીજોમાં કાર્બનનો અંશ વધારે હોય છે. માટે ઘરમાં એવી ચીજો હોય તો તેમને એકદમ દૂર કરવી જોઇએ. એટલા માટે કે કાર્બન સારી હવા સાથે મળી જઈ ખરાબ કરે નહિ.”

મેં ગયા શુક્રવારે મારૂં ભાષણ પૂરૂં કરવા પહેલાં તમને કાંઈ ઉપયોગી વાતો કહી નથી. માટે આજ વાજબી લાગે છે કે તમને તેવી વાતો કહું.

જો તમારા ઘરમાં ફૂલોના છોડવા હોય અને ફૂલો તેમની પોતાની મેળે ચઢી જાય તો સમજવું કે વરસાદ થશે.

જો મરઘો કે કુકડો કવખત બાંગ આપે, તથા વધારે બેચેન થઇ જાય તોપણ વરસાદ આવવાનો સંભવ રહે છે. એવીજ રીતે ચલ્લીઓ ચીંચીં કરે અને નાચતી ફરે તો ઘણું કરીને વરસાદ

વરસશે. બતકો કે હંસો તળાવોમાં જઇ પોતાની ચાંચ વડે પાણી ઉછાળે તો વરસાદની મોસમ શરૂ થશે.

મકોડીઓ જોવામાં ન આવે અને સંતાવાની કોશીશ કરે તો વરસાદ આવશે એમ સમજવું. મરઘીઓ માટી ખોદી તેમાં બેસવા માંડે એ પણ વરસાદની નિશાની છે.

આ જે કંઈ મેં કહ્યું તે ભવિષ્ય વાણી કહી નથી. બલ્કે વરસાદની અસર હવા ઉપર થાય છે અને જાનવર મનુષ્ય કરતાં વધારે હવાને ઓળખે છે તેથી તેઓ એની અસર સારી રીતે જાણે છે.

હદ એ છે કે કીડી જેવી જાનવરની જાત પણ વરસાદની હવાને આપણા કરતાં વધારે સારી રીતે સમજી શકે છે. જ્યારે તમારા જોવામાં આવે કે કીડીઓ પુષ્કળતામાં પોતાનાં ઇંડાં દરોમાં લઇ જાય ત્યારે તમારે સમજી લેવું કે વરસાદ થશે."

## પ્રકરણ ૨૮ મું

રાખીયા ગમે તેવી હતી તોપણ નસીમાએ ઘરમાં પગ મૂકતાંજ તે સારી રીતે સમજી ગઇ. તે જાણુતી હતી કે હવે સંકડામણ આવી, તે પણ વળી ખરાબ રીતે આવી ! આરામ, ચેન અને બેફિકરીનાં નખરાંનો અન્ત આવ્યો. નસીમાએ પહેલેજ દિવસે નવા ઘરમાં આવી બધી બાજુએ ચૂનો છંટાવ્યો, કે જો કોઇપણ જાતનો ચેપી રોગ હોય તો તેની અસર જતી રહે. ગંધક તથા લોબાનની સારી રીતે ધુંણી આપી, કે હવા ચોખ્ખી થઈ જાય. આ પછી રાખીયાનાં સાવકાં છોકરાંઓને નવડાવી લુગડાં બદલાવ્યાં; તેણી તેમને પોતાની પાસે સૂવાડતી, પોતાને હાથે પથારી વગેરે ઉપાડતી; તેમ જો ખાવામાં જરા પણ ઢીલ થાય તો બધું કામ મૂકી પોતે રસોડામાં જતી. ભાભીનું આ રૂપ જોઈ રાખીયા કામથી કેવી રીતે જુદી પડી શકે ? થોડાજ દિવસમાં ભાભીને જોઇ તે પોતે પણ છોકરાંઓ સાથે ગેલ કરવા લાગી.

જે ઘરમાં કદી મહિનામાં ચાંદની બદલવામાં ન આવે ત્યાં કાંચલી બદલાઈ ગઇ. એટલે બંને ઓશરીઓમાં સાફસુફ પથારીઓ પથરાઇ, ન ડાઘ કે ચીકાશ જોવામાં આવતી, પલંગ તથા બીછાનાં બીછાવવામાં આવેલાં રહેતાં, બંને વખત ઝાડુ કાઢવામાં આવતી; સવારે વહેલાં ઉઠી મેજ, ખુરશીઓ સાફ કરવામાં આવતી. એથી નણંદોઇની પણ આંખ ઉઘડી ગઇ. તેજ વહુ જે દિવસના નવ વાગે પલંગ પરથી ઉઠતી તે હવે સવારની નમાઝ ટાંણે છોકરાંઓનાં મોઢાં ધોવાડતી તથા ચા પાતી. અન્જુમનનું સૌથી પહેલું કામ બાઇ રાબીયાનો સુધારો હતો. જ્યારે નસીમાને રાબીયાના તરફથી પૂરેપૂરો સંતોષ મળ્યો તથા નણંદોઇને પણ સંતોષી અને ખુશી થયેલો જોયો, ત્યારે એક શુક્રવારે એણે પોતાનું ભાષણ આ પ્રમાણે શરૂ કર્યું:—

"હું મારી પ્યારી બ્હેનોથી આજે નોખી પડું છું મને બે માસ કરતાં વધારે આ મહોલ્લામાં થઇ ગયા. ઘરનાં સર્વ કામકાજ જેવાંને તેવાંજ પડયાં છે, છોકરાંઓની કેળવણીને નુકસાન પહોંચે છે. છોકરીઓનો જે વખત મુકરર કરેલો હતો તેમાં ફેર પડતો જાય છે. હું મારી વ્હાલી રાબીયાની ઉપકારી છું અને તમારી—સર્વ બ્હેનોની—આગળ એમના ઉપકારનો સ્વીકાર કરૂં છું કે એમણે એમના મોટા મનથી કામ લઇ મ્હારી આબરૂમાં વધારો કર્યો. મ્હારી દરખાસ્ત મંજુર કરવામાં આવી તથા પોતાના ઘરને સંભાળી લીધું. હવે મને આશા છે કે એવીજ રીતે પોતાના વડીલોની આબરૂની લાજ રાખશે, અને કોઇને બડબડવાનો વખત આપશે નહિ, બાઇ રાબીયા બેગમ ! આપણે મુસલમાન છીએ અને માત્ર ઇસ્લામજ છે, જે સર્વથી પહેલાં સ્ત્રીઓની હિમાયત કરે છે. નહિ તો દુનિયાંએ તો સ્ત્રીઓને જાનવર કરતાં વધારે ખરાબ બનાવી દીધી હતી. હજી પણ તમે કેટલીક જાતોમાં વહુઓને લોંડી અને દાસીઓ કરતાં વધારે ખરાબ જોશો. તે મરદની પરવરશી કરે છે. અને તેની જિંદગાનીની મતલબ માત્ર એજ છે કે તે ધણી પર જાન આપે. પણ આપણો સાચો ધર્મ આપણને ધણીધણી-

યાણીના સંબંધો વિષે તેજ કેળવણી આપે છે જે આપણી જિંદગીને માટે ઉપયોગી તથા ફાયદાકારક છે. ધણી આપણો ખુદા કે રસુલ ( પેગમ્બર ) નથી. તે આપણો સહાય કરનાર તથા મદદગાર છે. પણ આપણા જેવી વહુઓ આપણા ધર્મને બદનામ કરે છે. અને બીજાઓને એપર હસાવે છે. જ્યારે સલીમા બેગમના ધણીએ બીજો નીકો કર્યો અને તે એ માટે કર્યો કે તે સમજાવતાં સમજાવતાં થાકી ગયા ત્યારે પણ આ નસીબદાર ઓરતે તદ્દન ધણીની દરકાર કરી નહિ, એ મને સારી રીતે યાદ આવે છે. તે આઠ દિવસ માટે પીયર આવી અને આઠ મહિને પાછી ગઇ. કારણ કે એની આંખો આગળ દુનિયાં અંધારામાં હતી. મીસ જૉસેફે મારી રૂબરૂ જ્યારે સલીમાની લાગણી બતાવી ત્યારે ખુલ્લે ખુલ્લું કહી આપ્યું કે શું કરીએ ? આ વર્ત્તન તમારા ધર્મે તમારી સાથે ચલાવ્યું. માટે તમે વિચાર કરો કે કેટલો મોટો હુમલો ઇસ્લામ પર થાય છે. ભૂલ સલીમાની હતી તેથી તે કમનસીબ ધણીના બીજા નીકાનું કારણ થઇ પડી, અને ટીકા ઇસ્લામ પર થઇ. આપણે ખુદાના લાખો શુકરાના કરવા જોઇએ કે એવા દીન આપણને મળ્યો કે જેથી આપણા હકોની પૂરેપૂરી સંભાળ લેવાઇ. આપણે આપણા માલના માલિક છીએ, આપણે આપણી મરજીના મુખ્ત્યાર છીએ, અને આપણે આપણા ખુદાના પ્રાણી છીએ. પણ અફસોસની વાત છે કે આપણી સ્થિતિ પર આપણને લીધે મરદોને એવી ઇજા પહોંચે છે કે તેઓ બીજા નીકાપર કે તલાક આપવા પર લાચાર થઇ તૈયાર થાય. ઇસ્લામે આપણને સર્વ કાંઇ આપ્યું. બાપને ત્યાં દાયો મળ્યો, માને ત્યાં હિસ્સો મળ્યો, ધણીને ત્યાં વારસો મળ્યો, એટલે સર્વથી ઉત્તમ ચીજ મહેર મળી. એનો બદલો એકે આપણે મરદોના હકો, જે તેઓ શરેહ પ્રમાણે મેળવે, તેમને બીજાઓની નજરમાં હલકા પાડીએ. ખરેખરી રીતે વહુ ધણીને બીજો નીકો કરવાની ફરજ પાડે છે. પણ લોકો એ વાત મશ્કરીમાં ઉડાવે છે અને આ કમનસીબ વહુની તરફ લાગણી ધરાવે છે. એણે પોતાની

ફરજો પૂરી કરવામાં બેદરકારી કરી છે અ તેણે બીજો નીકા ? ી. નો હવે દેખાડો કે એણે શો ગુન્હો કર્યો ? અને તે શા માટે એક નકામી જિંદગી ભોગવે ? રાણીઆં બેગમ, મ્હારે તમારી કબર ાં કે તમે મ્હારી કબરમાં સૂવાનાં છો ! પરંતુ જિંદગી ા જિંદગીનાં કામો અને કૃત્યનો જવાબ તમને અને મને જરૂર આપવાના છે. ઇસ્લામે આપણુને દરેક જાતની રાહત અને દરેક જાતનો આરામ આપ્યો; માટે વિચાર કરો અને તોલ કરો. ખુદા આ પ્રમાણે ફરમાવે છે " મનુષ્ય તથા જીનોને બંદગી માટે પેદા કર્યા છે." તો શું એના અર્થ એ છે કે આપણે બંદગી સિવાય કાંઇ કરીએ નહિ ? નહિ. ઇસ્લામ આપણી પાસે એવી ઉમેદ રાખી શકતો નથી, બલ્કે એનો અર્થ એ છે કે આપણું દરેક કામ જેમાં પાપ ન હોય તે બંદગી છે. આપણે આપણા છોકરાંનાં મ્હોં ધોવાડીએ તે પણ બંદગી છે. ધણીને રાંધી ખવડાવીએ તે પણ બંદગી છે. ઘરમાંથી ઝાડુ કાઢીએ તે પણ બંદગી છે. આપણાં લુગડાં બદલીએ તે પણ બંદગી છે. મતલબ કે કામ આપણું અને સવાબ મફતનો. કેવી ખુબીવાળો દીન ! અને કેવો સારો ધર્મ ! આ દુનિયાની મજાહ ભરેલી જિંદગી પણ બંદગી છે. અને ત્યાં બીજી દુનિયાનાં ઇનામો મફતની બંદગી છે. જે વહુઓ પોતાની બેદરકારી અને મગરૂરીમાં ધણીઓની નારાજગીથી જિંદગી બરબાદ કરે છે, તેઓ અહિંઆ તો ઠીક ગમે તેમ કરી દિવસો કાઢશે, પરંતુ તે વખત આવશે કે જ્યારે આત્મા બીજી દુનિયામાં ચાલ્યો જશે તે વખતે શું વીતશે ? આ વિષે એક કવિએ ઠીક કહ્યું છે.

ઇઝાયેં તરેહ તરેહકી અકસામ કે અઝાબ.
ઓર હેંય અમલ બુરે તો હુઇ આકેબત ખરાબ.
ગર પુછને પર આયે તો કયા બન પડે જવાબ.
ઔર સબસે ઝયાદા ખાલીકકે કોનેનકા અતાબ.

હક્કો જો ના પસંદ હો તુઝ એસે કામ પર
માલિક હી ખુશ નહિ હે તો લાઅનત ગુલામ પર.

ટૂંકામાં કહીએ તો ન અહિંના રહ્યા ન ત્યાંના રહ્યા. ખુદા આવી જિંદગીથી બધાને બચાવે! અને આપણા પેગમ્બર સાહેબના વસીલાથી આપણને એવી હિદાયત આપે કે આપણે સદ્ગુણી વહુઓનો એવો નમુનો થઇએ કે આપણા પવિત્ર ધર્મને આપણે પૂરેપૂરી સંપૂર્ણતાએ પહોંચાડીએ."

નસીમા બેગમનુ ભાષણ પૂરૂં થતાંજ સઘળી બાઇઓએ શોરબકોર કરી બોલી ઉઠી કે હમણાં અમે તમને જવા દઇશું નહિ. જો તમારો ઇરાદો દૃઢ થઇ ગયો છે તો એક શુક્રવાર વધારે ભાષણ કરવા મહેરબાની કરશો, અને અંન્જુમન તમને આભાર સાથે રજા આપી તમારા ઉપકારોનો સ્વીકાર કરશે.

## પ્રકરણ ૨૯ મું.

નસીમાને જવાની તાકીદ તો ઘણી હતી પરંતુ આટલો આગ્રહ કરવાથી એને એક શુક્રવાર વધારે થોભવું પડયું. શુક્રવાર આવ્યો તો સ્ત્રીઓનું એવું ટોળું થયું કે તલભાર પણ જગા રહી નહિ. આ છેલ્લામાં છેલ્લું ભાષણ હતું. જે નસીમાએ આ શબ્દોમાં કહ્યું:—

સ્ત્રીઓનાં કામોમાં બધા કરતાં વધારે જોખમદારીનું કામ બાળકોની પરવરશીનું છે. તેટલા માટે આજે એજ વિષય પર વાદ કરીશ. બાળકોની પરવરશી એ કાંઈ ઢીંગલા ઢીંગલીઓનો ખેલ નથી, તે એક એવી જોખમદારી છે કે જો આમાં જરાપણ બેદરકારી કરવામાં આવેતો કુટુંબોનાં કુટુંબો અને કોમોની કોમો બરબાદ થઈ જાય. મુસલમાનોની જે કાંઇ હાલત આ વખતે છે તે તેમની કમનસીબી છે. એમની ગરીબાઇ, ખરાબી, ખરાબ ચાલચલણની રીતભાત, નાલાયકી, અજ્ઞાનપણું, ઈત્યાદિ ઈત્યાદિ. એ સર્વ એજ

બેદરકારીનું પરિણામ છે. શું તમે સમજી શકતાં નથી કે બાળકો જે કાંઇ આપણા ખોળામાં શીખશે તેજ ભવિષ્યમાં કરશે? જે વિચારો આ વખતે એમના મગજમાં ઉત્પન્ન થશે તેવીજ આબરૂ થશે. અને તે હયાતી સૂધી દરેક છોકરાની નાલાયકી, એની હઠ, એનો દગો કે કપટ, એનાં જોખમદાર એ પોતે નથી બલ્કે એની મા છે. જેણે ખોળામાં એને એ સઘળી વાતો શીખવી, તે જો કાળજી રાખી એની તબીઅત તથા ખોડ ખાંપણથી બચાવવાની કોશીશ કરે તો એનો લાલ, હજારોનો લાલ થાય; આપણે જ્યારે કોઈ ભલા, સુખી, સાચા, ગરીબ, લાગણીવાળા બાળકને જોઈએ છીએ ત્યારે કેવું આપણું દિલ ખુશ થાય છે? અને કાબુ રાખ્યા વગર આશિર્વાદો નીકળે છે કે એની માનું કાળજું હમેશા ઠંડુ રહે! પણ જ્યારે એથી વિરૂદ્ધ કોઇ નાલાયક નાના મસ્તીખોર, કઢંગા, અસભ્ય બાળકને જોઈએ છીએ ત્યારે એકદમ કહીએ છીએ કે કોઈ ફુવડનું બાળક છે. જેણે આવાં બાળક ઉછેર્યાં. તમે આ કહેવત સાંભળી હશે કે "સુઘડની ઝાડુ કાઢોમા, ફુવડનાં બાળકને અડશોમા." એનો શો અર્થ છે? એનો અર્થ એજ છે કે સુઘડની સમજમાં બીજીની ઝાડુ કદી પણ સારી લાગશે નહિ. તેણી જ્યાં સુધી પોતાની મરજી પ્રમાણે સાફ કરશે નહિ ત્યાં સુધી તેણીને ધીરજ આવશે નહિ. અને ફુવડના બાળકને ખોળામાં લેવો એ આપણાં લુગડાં ખરાબ કરવા બરાબર છે. કારણકે તે કાદવમાં ખરડાયલો માટીમાં ખરાબ થઇ અસભ્ય થશે તો સારી રીતે સમજી લો, કે જો આપણે આપણાં છોકરાંની પરવરશી સારી રીતે કરશું તો આપણું પોતાનું મન ખુશ થશે. એટલુંજ નહિ પણ જે જોશે તે વખાણ કરશે. અને આપણાં છોકરાં પોતે પોતાની જિંદગીમાં પોતાની સારી આદતોથી હસી ખુશી રહેશે. માનું હેત એક કુદરતી મમતા છે—જે બધી માઓના અંતઃકરણમાં મોજાં મારે છે. રાત્રે જ્યારે આપણે એકાંત દુનિયામાં આપણા કાળજાના કટકાઓને દાબી ભીંચી વળગાડીએ છીએ ત્યારે આપણે સૌથી પહેલાં વિચાર કરવો જોઇએ કે એમની પરવરશીનું કામ સહેલું

નથી.–આપણે એમને આદમી બનાવીએ કે જાનવર. તેઓ જે કાંઇ આપણી પાસેથી શીખશે તેજ એમની જિંદગી થશે. અને તેજ એમની દુનિયામાંની જિંદગી એમને માટે અનુકરણ થશે. મા બે કામ સારે છે.–માનું તથા શિક્ષકનું. દૂધ પણ પાએ, પાઠ પણ આપે. આપણે બધાએ માની ગોદ જોઇ છે. પણ તે વખત આપણને યાદ નથી. હાં, એથી થોડી દૂર આગળ જઇ જે જમાનો આવ્યો તે જરૂર યાદ છે. માની મહેરબાની તથા મહોબત યાદ કરો. માનો ફોટો તમારી આગળને આગળ આવ્યાં કરશે. અને આપણને માનવું પડશે કે જે કાંઈ શીખ્યું તે એની પાસેથી શીખ્યું. એવીજ રીતે હમણાં તમે તમારાં બાળકોને જે શીખવશો તેજ શીખશે. આ જોખમદારીથી બેદરકાર રહેવું એવી બેદરકારી છે કે જેનો કોઇ ઉપાય નથી. કારણ કે ભવિષ્યની પ્રજા એથી બરબાદ થશે અને એ એવું નુકસાન થશે કે જેનો કોઈ બદલો થઇ શકતો નથી. ચોથી સદીની વાત છે કે આફ્રિકામાં ઑગસ્ટાઇન નામનો એક માણસ પેદા થયો. તેના મા મીનાઇકા ઘણી ધર્મિષ્ટ અને ભલી સ્ત્રી હતી. પરંતુ બાપ અધર્મી અને દુરાચારી હતો. ભોગ જોગે ઑગસ્ટાઈન પર બાપની અસર વધારે થઇ. તેથી તે પણ દુષ્ટ અને અધર્મી નીકળ્યો. છોકરાની આ હાલત જોવાથી મીનાઈકા પર ઘણી ઉંડી અસર થઇ. તેણી ઘણું કરીને કમનસીબીપર રડતી અને તેના સુધારણા માટે ખુદા આગળ દુઆ માગતી. જો કે બાપની અસરે ઑગસ્ટાઈનની તબીઅતમાં ખરાબમાં ખરાબ આદતો પેદા કરી દીધી. તોપણ માની પરવરશીની અસર ભેગી હતી. જે કોઇ પણ રીતે મટે એવી નહોતી. જેનું પરિણામ એ આવ્યું કે ઑગસ્ટાઈન પોતે પણ પોતાની સ્થિતિપર અફસોસ કરતો અને પોતાની જિંદગીપર પસ્તાવો કરતો. એણે પોતાની હાલતની એક ચોપડી લખી છે. જેમાં એની સઘળી હકીકત પૂરેપૂરી રીતે લખવામા આવી છે. આ ચોપડીનું નામ ‘ કનફેશન ’ છે જ્યારે બાપની અસરથી તે પોતાના જિંદગી બરબાદ કરી ચૂકયો છે ત્યારે માનું દૂધ પણ નકામું ગયું નહિ. અને સ ગુણી, ભલી, ધર્મી,

મિનાઈકાના ખોળામાં જે વિચારો નાના સરખા મગજમાં બેસી ગયા હતા તે હમણાં ઉભરાઈ આવ્યા. એણે પોતાના કૃત્યનો પસ્તાવો કર્યો અને ખુદા આગળ પોતાના ગુન્હાની માફી માગી. તે નીચે પ્રમાણે લખે છેઃ—

"અરે સાચા ધણી! ત્હેં મ્હારી માની સાચી દુઆ સાંભળી તેની અરજ સ્વીકારી. હું જાણતો હતો અને જોતો હતો કે જે વખતે તે ત્હારી હજુરમાં હાજર થતી હતી; અને એટલી રડતી હતી કે તે જગા આંસુઓથી ભીની થઇ જતી હતી. તે વખતે મને એના વિલાપ તથા શોકની અસર થતી. એ માત્ર આ સદાચરણી માની સોબતની અસર હતી. જેણે મારા જેવા રખડેલને રોશની દેખાડી ત્હારી હજુરમાં હાજર કર્યો!"

તમે સર્વ બાઇઓએ સાંભળ્યું હશે કે માની દુઆ નકામી જતી નથી. જે દિવસથી ઑગસ્ટાઇનને પોતાના કૃત્યનો પસ્તાવો કર્યો તેજ દિવસ મીનાઇકાએ સ્વપ્નું જોયું. તે એક વેરાન જંગલમાં છાનીમાની ઉભી છે એટલામાં એકાએક એક માણસે આવી કહ્યું. "મીનાઇકા! એટલી ચૂપચાપ શા માટે ઉભી છે?" એણે જવાબ આપ્યો "હું મ્હારા વ્હાલા ઑગસ્ટાઇનની ખરાબીપર રડું છું." તે માણસે કહ્યું "ખુશ થઇ જાકે આજથી ઑગસ્ટાઇને તોબા કરી તેણે પોતાની આદતો તજી દીધી છે."

બાઇઓ વિચાર કરો કે એક બચ્ચાની બરબાદીની અસર મા પર કેટલી હતી? આ સ્વપ્નું જોતાંજ મીનાઇકા પોતાના છોકરાની શોધમાં નીકળી. તેણીએ સમુદ્રો ઓળંગ્યા. તેણીને ઘણાં જંગલો મળ્યાં, અને આખરે ત્યાં સુધી પહોંચી જ્યાં એનો વ્હાલો દીકરો ઑગસ્ટાઈન હતો. તે વખતે ઑગસ્ટાઇન લખે છે "રાત વીતી ગઇ હતી, ઑસ્ટ્રીયાનો એક ખૂબસૂરત બાગ અમારી આંખો આગળ હતો. અને અમે માદીકરો મોટા અને સાચા ખુદાની મોટાઇપર વાતો કરી રહ્યાં હતાં. એકાએક મીનાઇકાએ મને ગળા સાથે ચાંપ્યો અને રડીને કહ્યુંઃ—

મ્હારી એજ ઇચ્છા હતી, કે મ્હારો લાલ દુનિયાને માટે નમુનો થાય ! જે જીવ મારા દૂધથી પરવરસ થયો છે, તે દુનિયાથી ચોકખો થઇ જાય. આજે મ્હારી મતલબ પૂરી થઇ. હવે મને અહિંઆ રહેવાની જરૂર નથી. મીનાઇકા તેજ રાત્રે મરી ગઈ. પરંતુ જુઓ પરવરશીનો એજ અર્થ છે કે મા આ જોખમદારીને એટલે સુધી સમજે. જેમ પેગમ્બર સાહેબે ફરમાવ્યું છે કે વહુ પોતાના ધણીના ઘરમાં તથા બચ્ચાંઓ ઉપર હુકમ ચલાવે છે. જ્યારે તમે તમારા ઘરની અખત્યારવાળી માલિક થાઓ તો તમારી દરેક ફરજને સમજો અને તેને પૂરી કરો. જ્યારે કુદરત કોઈ છોકરીને આ કામ સોંપે તો વ્યાજબી છે કે તે છોકરી શરૂઆતથીજ દરેક જાતની કાળજીનો ઉપયોગ કરે. હું પહેલાં આ બાબત ઉપર કહી ગઇ છું કે કેટલીક છોકરીઓ ઉલટી તથા મુંઝથી પીડાય છે એમને માટે મેં મારા પાછલા ભાષણમાં દવા પણ બતાવી હતી; અને આજે પણ બતાવું છું. ઝહેરમોહરા, દરિયાઇ નાળિયેર, પપૈતા, કેવડાનો અરક, એ ચીજોને બેદ મુશ્કમાં ઘસી પીવાથી ઘણો ફાયદો થાય છે. આવી હાલતમાં માત્ર બોજો ઉપાડવો નુકસાન કર્તા નથી. બલ્કે જોરથી રાડો પાડવી, મેઢીપર ચઢવું, એવી ચોપડીનું વાંચવું અથવા એવું ગાયન સાંભળવું પણ સારૂં નથી જેથી અસર પેદા થાય. અણહદ ખુશી તથા સાધારણ ક્રોધ પણ નુકશાનકારક છે. ફાનસ કે દીવો ઓલવવા પછી જે ધુમાડો નીકળે છે તેનું પણ પેટમાં જવું સારૂં નથી. લાગતા વળગતાઓની ફરજ છે કે તેઓ એવી છોકરીને બનતાં સુધી દીલગીર થવાથી બચાવે ખાસ કરી દરિયા પાસેની તાજી હવા ફાયદાકારક છે.

અનાડી તેમજ બીન અનુભવી દાઇઓના હાથથી સેંકડો બાળકો મરી જાય છે, કારણકે એ દાઇઓને કોઇ પણ જાતનું જ્ઞાન હોતું નથી. માત્ર તેમની મોટી ડોસીઓને આ ધંધો કરતાં જુએ છે અને પોતે પણ દાઇઓ થઈ જાય છે. બાળકના જન્મ

વખતે સૌથી મોટી મદદ કુદરતની હોય છે. દાઇને સાધારણ કામ જે દરેક સ્ત્રી કરી શકે છે તે કરવું પડે છે. પણ જો કોઇ વાત આડી આવી જાય તો નક્કી આ અનાડી દાઈ મોઢું તાકતી રહી જશે. માટે એવા વખતે અનુભવી, ભણેલી ગણેલી દાઇને બોલાવવી એ વ્યાજબી છે. જયાં સુધી એકાદ છોકરૂં થઈ જાય નહિ ત્યાં સુધી કોઇ પણ સ્ત્રીને માલૂમ થતું નથી કે કઇ કઇ ચીજની જરૂરત કયે કયે વખતે થશે. સૌથી પહેલાં એવા વખતે જૂનામાં જૂનાં લુગડાંને કારબોલિક સાબુથી સારી રીતે ધોઇ ઘરમાં તૈયાર રાખવાં જોઇએ. કારણકે તેઓ ઘણા કામમાં આવે છે સુવાવડીને માટે ઓછામાં ઓછાં ચાર જોડ જૂનાં ધોએલાં સ્વચ્છ લુગડાં, મલમલની ચાર પેટીઓ, માથાના બે કસાબા, છ નાના ટુવાલો, બાળકને માટે ટોઇલેટ, ફેસ પાવડર, બોરિકલોશન, ફલાલીનના ચાર કટકા, એક કાનટોપી, ચાર સેફ્ટીપિન, ચાર મોજાંની જોડ, મધની એક શીશી, એક ચપ્પુ, એક છરી વગેરે હર વખતે ઘરમાં તૈયાર રાખવાં જોઇએ. બાળકને માટે એક ખાટલી, જેપર એની પથારી પથરાય, તેમાં આ ચીજોની જરૂર છે—એક નાની ગોદડી, એક નાની રજાઈ, છ બળોતિયાં, ત્રણ નાના તકીઆ, બાર કપડાંનાં પોથાં જે મર્ક્યુરી લોશનથી ભીના કરી સુકવેલાં હોય; એ સિવાય એક ટપ, એક વાદળી અને એક પાવડર બરૂની પેટી, ધોળા તલનું તેલ, બદામના તેલનો શીશો, એક, શીશી, એક કળશ્યો, અને એક પાણું.

બાળક પેદા થતાંજ એના મ્હોં અને આખા શરીરનો મેલ વગેરે તદ્દન સાફ કરી નાખવાં જોઇએ. તેમાં આંખની સફાઇ સૌથી વધારે જરૂરી છે. જો બેદરકારી થઇ તો હમેશા આંખ ખરાબ રહેશે.

એ પણ યાદ રાખવું જોઇએ કે બાળકના શરીરપર શરદીની ઘણી જલદી અને તાકીદે અસર થઈ જાય છે તેથી શરદીની કાળજી ઘણી જરૂરી છે. રૂતુ જોઇને ફલાલીન કે કોઇ સુતરાઉ લુગડું તરત એને ઓઢાવી દેવું જોઇએ. જો બની શકે તો ગરમ

પાણીની બાટલી લુગડાંમાં લપેટી એની પથારીમાં એની પાસે રાખી દો, એટલા માટે કે હવાની વધારે અસર થાય નહિ, જો બાળકનું શરીર નબળું થઈ જાય, હોઠ ધ્રુજવા લાગે તથા શરીર ઠંડુ પડી જાય તો જાણી લો, કે હવાએ પોતાની અસર એની ચામડીપર કરી માટે એકદમ ગરમી તેને આપવાની કોશીશ કરો.

ગજા પ્રમાણે એક પારણું બાળક માટે જરૂર તૈયાર કરવું. એના માથા હેઠળ તકીઓ હોય તે જરૂરનું નથી પણ પડખાની બંને બાજુએ તકીયા પણ જરૂર હોવા જોઇએ. બાળકનું મોઢું ઢાંકી રાખવું એ ભૂલ ભરેલું છે. અને ખાસ કરીને પારણામાં. કારણ કે ત્યાં તાજી હવાની ઘણી જરૂર છે. છોકરાંને સૂવાડવામાં માએ ઘણી કાળજી રાખવી જોઇએ, દરેક બાજુએ સૂવાડવાથી માથામાં જન્મ વખતે જે ખોડ થઈ જાય છે તે પણ જતી રહેશે. કેટલાંક છોકરાંઓની છાતી ઉપર સોજો ચઢી જાય છે. અને દાબવાથી એવું માલૂમ થાય છે કે દૂધ જેવું કાંઈ નીકળે છે. આવી હાલતમાં જેતુનનું તેલ ધીમે ધીમે ચોપડવાથી આ હરકત દૂર થઈ જશે. શરૂઆતમાં બે ત્રણ દિવસ સુધી તેલ ભૂસવું ઘણું સારૂં છે. નવડાવતી વખતે નાળની ઘણી સંભાળ રાખવી અવશ્યની છે. કારણ કે પાણી ચડવાથી પાકી જવાનો સંભવ રહે છે. પંદર દિવસ સૂધી તેલ ભુંસી, પાણીમાં દૂધ મેળવી નવડાવવાથી બાળકને ઘણો ફાયદો થાય છે. જે બાળકો કમજોર હોય તેમને સૌથી પહેલાં દૂધ અને પાણીથી એવી રીતે નવડાવવું કે હાથ, પગ, કોણી, જાંગ, વગેરે દરેક અવયવને જુદા જુદા ધોઇ લો. અને ત્યાર પછી જેતુનનું તેલ ભુસી એકદમ ગરમ લુગડું ઓઢાવી દો. દૂધ પાયા પછી કદી બાળકને નવડાવવું જોઇએ નહિ. નવડાવ્યા પછી દૂધ પાવું અને થોડી વાર સૂધી સૂવા દેવું. એ હમેશા ફાયદાકારક છે. બાળકને ઉપાડવામાં કાળજી રાખવી એ પણ જરૂરનું છે. ખભા ઉપર ડાબો હાથ એવી રીતે રહે કે માથું તથા ખભો હાથ ઉપર આવે તથા જમણો હાથ, જાંગ અને કમર

હેઠળ રહે, હમેશા વિચાર રાખવો જોઇએ કે બાળકના માથાને ઝટકો લાગે નહિ કારણકે એમાં ઘણું જોખમ છે. બાળકને લુગડું બાંધવાનો સૌથી સરસ રસ્તો એ છે કે રૂવાંવાળો નરમ ટુવાલ લંગોટિની રીતે બાંધો.

આપણાં બાળકો ઘણું કરીને ગુમડાં, ફોલ્લીઓ, ફોડા વગેરેથી પિડાય છે. કારણ કે એમનો પહેરવેશ સારો નથી. કેટલીક માઓ અંગ્રેજી નકલોથી માથાપર સેંકડો મોટી મોટી મુસીબતો ઉપાડે છે. પહેરણ તંગ અને ચુસ્ત હોય છે, એનું પરિણામ એ આવે છે કે ફેફસાંઓને સારી રીતે ફેલાવવાનો વખત મળતો નથી. આપણો પોતાનો પહેરવેશ કાંઇ ઓછો બંધ બેસતો નથી (તંગ ન હોય તો) કુરતું તથા ઇજાર ઢીલાં હોવા જોઇએ. પગમાં મોજાં હોવાં જોઇએ. બળોતીયાં તથા ગોદડીઓ એવાં લૂગડાંની હોવી જોઇએ કે જે ચુસી પણ શકે અને ગરમી પણ પહોંચાડી શકે. માનું પોતાનું દૂધ એક જાતનું રેચક છે. પણ બાળકને કબજીઅત થઈ જાય તો દીવેલ (કેસ્ટર ઓઇલ) નો એક ચમચો ત્રીજે ચોથે દિવસે આપવો જોઇએ. ગરમાળાની શીંગ ઘણી ખરાબ ચીજ છે અને વળી શીરખીસ્તથી મરોડી થવાનો પણ સંભવ છે. બાળકની તંદુરસ્તી બગાડે એવી ચીજો માએ ખાવી જોઇએ નહિ. તરકારી વગરનો માંસ, કાચી તરકારીઓ, તેજ ચા, જોરદાર કૉફી, ભારે ચીજો જરૂર નુકસાન પહોંચાડશે. બનતાં સુધી માએ પોતે દૂધ પાવું જોઇએ. કારણ કે કુદરતની ગોઠવણનું નુકસાન ઘણી મુસીબતથી પૂરૂં થાય છે. રાતના દશ વાગ્યાથી પાંચ વાગતાં સુધી બાળકને કદી જગાડવું નહિ. વળી એ કોશીશ કરવી જોઇએ કે એ દરમ્યાન બનતાં સુધી માએ બાળકને તદ્દન દૂધ આપવું નહિ જ્યારે બાળકને આવી ટેવ પડી જશે ત્યારે મા ઘણી ઇજાઓથી બચશે. અને કુઅડ માની માફક જે આખી રાત ધવડાવ્યા કરે છે તેમને બીજાઓને કહેવાનો વખત આવશે નહિ. જો બાળક રાત્રે જાગી ઉઠે અને રડે તો કોષણ પાણીનો ચમચો પાવો. બળોતીયું તથા પડખું બદલવાથી બાળક એકદમ સૂઈ જશે.

ચાર કલાકથી ઓછા વખતમાં ફરીથી દૂધ પાવાથી બાળકની તંદુરસ્તીને નુકસાન પહોંચે છે. બીન અનુભવી માઓ બાળકોને વખતની ટેવ પાડતી નથી અને તેથી ભવિષ્યમાં ઘણી ઈજાઓ વેઠે છે. જો દૂધ પાયા પછી બાળકને હજમ થાય નહિ અને નીકળી જાય તો સમજી લો, કે દૂધમાં ચરબીનો ભાગ વધારે છે. એનો ઉપાય એ છે કે દૂધ પાતાં પહેલાં ચૂનાના પાણીનો એક ચમચો પાઇ દો કે તે દૂધ સાથે મળી પાચન શક્તિને મદદ આપે. કેટલીક માઓ પોતાનું દૂધ બસ નથી એમ સમજી બાળકોને દૂધની શીશીની ટેવ પાડે છે તેથી આદમી અને જાનવર બંનેના દૂધ માત્ર નુકસાન આપે છે. માટે જ્યાં સુધી મા પોતાનું દૂધ પાય ત્યાં સુધી તેણીએ કદી પણ બીજું દૂધ પાવું નહિ. જો લાચારી જણાય તો બને જાતનાં દૂધ આપવામાં ઓછામાં ઓછા બે કલાકનો અરસો થવો જોઇએ, દીલગીરી, ગુસ્સો તથા શોકની હાલતમાં કદી પણ બાળકને દૂધ પાવું જોઇએ નહિ. નહિતર બાળક માંદું થઇ જશે. મ્હેં એવી માઓ પણ જોઈ છે કે જે બાળકોને ચુસણી આપવી એ સારૂં સમજે છે. પણ મોંમા ચુસણી આપવી કેટલીકવાર નુકસાન પહોંચાડે છે. વધારે થુક નીકળવાથી છોકરાંઓને બદહજમી થાય છે.

આપણા ધર્મમાં બાળકને બે વર્ષ દૂધ પાવાનો હુકમ છે. વળી ડાકટરો પણ ખરેખરી તપાસ કરી એવા પરિણામપર આવ્યા છે, કે જ્યાં સુધી આઠ દાંત નીકળે નહિ ત્યાં સુધી દૂધ છોડાવવું જોઈએ નહિ, દાંતોનું બહાર આવવું એ એવો બારીક સમય છે કે ઘણીખરી માઓ પોતાની બેદરકારીથી નિર્દોષ બાળકોને કબરોમાં પહોંચાડી દે છે. જો તેઓ શરૂઆતથી સંભાળ રાખે તો કદી પણ દાંત નીકળવામાં બાળકોને એવી મુસીબતો વેઠવી પડે નહિ. એવા ખોરાકો કે જેમાં નીશાસ્તાનો ભાગ વધારે હોય છે અથવા ખરાબ દૂધ પાવાથી જરૂર બગડી જાય છે અને તેથી ઘણી બીમારીઓ ખાસ કરીને મુંજ પેદા થઈ જાય છે. દાંતોની

ઈજા વખતે જણાઈ આવે છે. જેમ જેમ દાંતો નીકળતા જાય છે તેમ તેમ બાળકની ખોરાક લેવાની શક્તિમાં તેમ ખોરાકમાં ફેરફેર થવાની ઘણી જરૂરત દેખાય છે. વળી આ બરસામાં કોઇપણ જાતની ફરિયાદ બચ્ચાંને જણાય તો એકદમ એનો ઇલાજ કરવો જોઇએ. ખેંચ કે થોડા તાવમાં તજની ભૂકી કે કેસ્ટર ઓઇલ આપવું જોઇએ. કારણ કે તે ઘણો ફાયદો દેખાડી આપે છે. અને સાધારણ ફરિયાદોને દૂર કરે છે. દાંત નીકળતી વખતે સર્વથી સરસ ઉપાય એ છે જે મુકરર વખતે દૂધ પાવું જોઇએ. બનતા સુધી તાજું પાણી આપવું જોઇએ. અને જરૂર કરતાં વધારે ખોરાક આપવો જોઇએ નહિ. વળી જે ચીજો મોડી હજમ થાય કે ભારે હોય એવી ચીજો આપવી નહિ, દાંત નીકળતી વખતે પેઢાંઓમાં વળવળાટ થાય છે. માઓએ આવા દિવસોમાં જે લૂગડાંનો રંગ કાચો હોય એવા લૂગડાં પહેરવાં નહિ. કારણ કે છોકરૂં દરેક ચીજ પેઢામાં લઈ જવાની કોશીશ કરે છે. આવા વખતે જેઠીમધની લાકડી કે હાથી દાંતની વિલાયતી ચુસણી ફાયદાકારક થશે. બાળકોને અફીણ આપવું એ ઘણું ખરાબ છે. જેથી ભવિષ્યમાં તેઓ સુસ્ત અને આળસુ થઈ જાય છે."

ભાષણ પૂરૂં થતાંજ અન્જુમન તરફથી ઉપકાર માનવામાં આવ્યો અને નસીમા બેગમ ત્યાંથી રવાના થઈ પોતાને ઘેર આવી.

---

## પ્રકરણ ૩૦ મું.



રાબીયાનું ઘર ભાંગી જવાની તૈયારીમાં હતું. નહિતર નસીમાબેગમ કોણ? અને અન્જુમનનું ભાષણ કેવું? એટલા દિવસો પછી તેણી ઘેર પહોંચી ત્યારે બધાના ભાગ્ય ઉઘડી ગયાં, તેમજ તેટલાં ખુશી થયાં. પારકા મહોલ્લાની સ્ત્રીઓ પણ એની પાસે આવી. ફરિઆદ થઈ, ગીલ્લા થયા, કોઈનો પાસે માફી

માગી, કોઇની પાસે આજીજી કરી. મતલબ કે તેજ નસીમાબેગમ, તેજ છોકરાં અને તેજ વખત !

નસીમા બેગમના લગ્નને અઢાર વર્ષ થવા આવ્યા હતાં. પહેલવહેલા છોકરાના મરણ પછી જેવી રીતે એણે ખુદાના પ્રાણીઓને ફાયદો પહોંચાડયો તેવીજ રીતે કુદરતે એના વેલમાં વધારો કર્યો. આ વખતે તેણી છ છોકરાંની મા હતી. મોટો દીકરો વસીમ સોળ વર્ષની ઉમરમાં બી. એ. ની તૈયારી કરી રહ્યો હતો. એથી નાની તસનીમ હતી; જોકે તે પંદર વર્ષની હતી, પણ ખુદાના હુકમથી એના બાંધાનો ઉઠાવ એવો અચંબો ભરેલો હતો કે નસીમા પણ એને જોઈ જોઇ પોતાના મનમાં સમજતી હતી. એનાથી બે નાના છોકરા અને બે નાની છોકરીઓ હતી.

દુનિયા પોતાના કામોમાં ગુંથાયલી રહે છે અને કુદરતના નિયમો ખામોશીની સાથે પોતાની ફરજ બજાવતા રહે છે. નસીમા બેગમની આ અમૂલ્ય જિંદગીની સવાર બપોર થઈ અને આખર તે વખત પણ આવી પહોંચ્યો. જ્યારે આ બપોર ઢળવા માંડી અને સૂર્ય માથાપર આવી ગયો. કાલની વાત છે કે નસીમા બેગમ આ ફાની દુનિયામાં બાળક હતી. અને પછી તે દિવસ પણ આવી પહોંચ્યો, જ્યારે કન્યા બની ફોઇના ઘરથી વિદાય થઇ પોતાના ઘરની રાણી ( માલિક ) અને સાસુની વહુ થઇ. પરંતુ નસીમાની જિંદગી એક એવો સમુદ્ર હતો જેના પ્રવાહ મોજાંઓએ હજારો ખુદાના બંદાઓને ફાયદો પહોંચાડયો તથા એક બગીચો હતો જેનાં ફૂલ દુનિયાને ખુશબો આપતાં રહ્યાં, તે દીકરી બની તો હીરા જેવી, વહુ બની તો પારસમણિ જેવી, મા બની તો સોના જેવી અને મનુષ્ય બની તો ચંદન જેવી. તેણી જિંદગીની કસોટીપર ઝવેરાતની માફક પ્રકાશી; અને કોહીનુરની માફક ચમકી. દુનિયાએ એનાં કૃત્યો માથાપર ચડાવ્યાં, અને બીજી દુનિયાના પવિત્ર આત્માઓએ એનાં કૃત્યોપર વખાણ કર્યાં તેણીની

ઉમરનો અમૂલ્ય ભાગ ખુદાની બંદગી અને ખુદાનાં પ્રાણીઓની સેવામાં વીત્યો. ઘડપણની નિશાનીઓ જલદીથી દેખાવા લાગી. હાથ પગમાં કસ રહ્યો નહિ. શરીરમાં તાકાત રહી નહિ. વળી અધુરામાં પૂરૂં એ થયું કે સલેખમે એવો જુલમ કર્યો કે ચારે દાઢો લઇ લીધી.

તસનીમની ચિંતા નસીમાના માથાપર હર વખતે રહેતી હતી. પરંતુ સારા નસીબે એ ચિંતા વધારે રહી નહિ. અને ફોઇની દીર્ઘ દૃષ્ટિએ જલદીથી નસીમાનો બોજો હલકો કર્યો.

છોકરાઓ તો કુટુંબમાં ઘણા હતા, પરંતુ સઘળા નકામા, નાલાયક અને જંગલી હતા. હા, એના મામાની દીકરીનો છોકરો હતો. નસીમાની કીર્ત્તિનો ડંકો દુનિયામાં ચારે તરફ વાગી રહ્યો હતો. જેણે તસનીમને ચાર ચંદ્ર લગાડી દીધા. વરના વાલીઓનો ઈસારો થતાંજ સંજીદાએ એ માગું ઝીલી લીધું અને લગ્નની તારીખ મુકરર કરવામાં આવી.

કસીમ દીકરીનાં લગ્ન માટે એક માસની રજા લઇને આવ્યો હતો. નસીમા પુઅડ સ્ત્રીઓમાંની નહોતી કે બરાબર વખતેજ ધણીના આગળ આફતનો પહાડ રાખી દે. તસનીમ બે વર્ષની હતી તે વખતે એણે જે વખત આવવાનો હતો તેનો પહેલાંથી વિચાર કર્યો હતો. અને જેટલું થઇ શકયું તેટલું કદી દુપટો, કદી ઇજાર, કદી કુરતો, કદી ટીકી મસાલો, ખરીદ કરી, આવનારા દિવસો માટે રાખી મૂકતી. કસીમ પોતાના મનમાં ગભરાતો હતો કે જોઉં તો ખરો દીકરી શું કાંઈ ઉપડાવી છેડો મૂકે છે. પરંતુ નસીમાએ કીમતી લુગડાંની ચૌદ જોડ શીવડાવી તૈયાર રાખી હતી તે ધણીની સામે નાખી દીધી. પોતાની પહેરામણીની ઘણી ચીજો જે બચાવી રાખી હતી તે પણ સામેલ કરી દીધી. ઘરેણાં સિવાય કોઈ પણ જાતનો બોજો ધણીને માથે રાખ્યો નહોતો. વિદાયગીરીનો વખત આવ્યો ત્યારે નસીમા સવારે એક ખુણામાં એકલી બેઠી બેઠી તસનીમની જુદાઈના વિચાર વિષે

ખ્યાલ કરતી હતી. એટલામાં કસીમ જડાવ માળા લઇને આવ્યો અને કહ્યું–" બેગમ, મારા વિચાર મુજબ માળા આપવી બંધ રાખો, કારણકે આપણા બીજી બે છોકરીઓ છે. માટે એમને વિષે વિચાર કરવો એ ઘણી જરૂરી વાત છે. "

નસીમાની પંદર વર્ષની કમાઇ, તસનીમ જેવી દીકરી, માથી જુદાં પડવાની તૈયારીમાં હતી; દીકરીની જુદાઇ એ સાધારણ વાત ન હતી; તેણી તસનીમ વિષે વિચાર કરતી હતી એટલામાં તસનીમ ઘેર ગઇ. આંખો મીંચતાં પંદર વર્ષ વીતી ગયાં. મારી દીકરી આ ઘરની માલિક નથી, મારી મેમાન હતી. આજે એની મેમાનદારી પૂરી થઈ, અને તે મારાથી અને મારા ઘરથી રજા લે છે. કેવી ગરીબ દીકરી ! જેણે આજ દિવસ સુધી મને જવાબ આપ્યો નહિ. ઘણી વખતે હું એનાપર ગુસ્સે થઈ, ઘણી વખતે એનાપર ધુરકી, પણ મોઢું જોઈ ખામોશ થઇ જતી, આ એનો સૂવાનો ઓરડો, બેસવાની ઓરડી, લુગડાંનો કબાટ, આજે સર્વ ચીજો એનાથી નોખાં પડે છે. એનું બાળપણ મારી આગળ છે. ભાઇઓના માર ખાધા, બાપનો ગુસ્સો સહન કર્યો, પણ કદી મ્હોં ઉંચું કર્યું નહિ એ વર્ષનો જીવ આખી રાતોને રાતો કાકીના ખોળામાં એકલું મૂકી ચાલી ગયો. પણ તેણી જ્યારે પાછી આવશે ત્યારે કેવી રીતે ગળામાં હાથ નાખી ભેટીશ ! મ્હેં એની કદર કરી નહિ, એ મ્હારી મોહતાજ હતી. જે કાંઈ હાથ ઉપાડી આપી દીધું તે ખાઇ લીધું. જે કાંઈ બનાવી આપ્યું તે પહેરી લીધું. હવે શી ખબર ! નસીબ, એને શું દેખાડશે ! એક દિવસની પરણેલી ઘણે દૂર પરદેશ જાય છે. હું હોઈશ, મારૂં ઘર હોશે, મારા છોકરાં હોશે, પરંતુ હવે તસનીમ ક્યાં ? નવી દુનિયા, પારકા લોકો, નોખી વાતો. કોઈ ખબર લાવનાર હશે નહિ કે શું વીત્યું ! પૂરો મહિનો પણ થયો નહિ. ત્રીજે પહોરે ભૂખ લાગી, તરકારી બાકી રહી નહોતી, લસણની ચટણીથી રોટલી ખાઈ ઉભી થઈ. હવે હું એને શું મોઢું દેખાડીશ ! અને કયા દિલથી રજા આપું ! કાળજાપર આ વિચારો તીર વરસાવી રહ્યા હતા. એટલામાં કસીમે

આવી માળા નાખી પણ બેચેન થઈ ગઈ. આંસુ નીકળી પડયાં. કસીમે પાસે આવી દિલાસો આપ્યો, ત્યારે તેનું હૈયું વધારે ભરાઇ આવ્યું. રડતી રડતી ઉભી થઈ, અને ધણીને આ કહી ભેટી પડા.

"ખુદાકે વાસ્તે મેરે ઝખમપર નમક ન છીંણુ કો."

તસનીમનો ભાગ આજે તમારી કમાઈ અને મારી મિલ્કતમાંથી પૂરો થાય છે. તે આપણી પાસેથી જુદી પડે છે. આ આપણો દયાનો વખત છે. સરકાર! મારી દીકરીને જો માળા ન આપો તોપણ એક અક્ષર બહાર કાઢશે નહિ. પરંતુ સાસરીઆં એનું કાળજું મહેંણાઓથી ખાઇ જશે. જે જીભથી કહી ચૂકયા છો તેનો સંપૂર્ણ અને જે વિચાર કરી ચૂકયા છો એને પૂરો કરો. તે વારંવાર તમારી પાસે લેવા આવશે નહિ. ઘર, એનાં પગલાંને, હું એની સૂરતને, અને માનું હેત એના સાથને તલસશે; પરંતુ તે મારાથી હજારો ગાઉ દૂર હશે, એની ગરીબ સૂરત, ભોળી વાતો આંખો આગળ આવશે. એની ચીજો નજરો આગળ રહેશે. પરંતુ પ્યારી તસનીમ, ખુદા એની ઉમરમાં વધારો કરે, મારી પાસે હશે નહિ. મોસમનાં ફળો, ઋતુની તરકારીઓ, ખુદા તમારા છોકરાંઓને નશીબ કરે. મણોબંધ આવશે. પણ તસનીમનો ભાગ એમાં હશે નહિ, તમે તે દિવસે તમારો ગ્લાસ ભાંગવાપર એટલા ગુસ્સે થયા. આજે કહું છું "ખુદાના સમ તસનીમ નિર્દોષ હતી. ગ્લાસ નસીમે ભાંગ્યો હતો. પરંતુ એની જીભ તમારી આગળ ઉપડી નહિ. રસોડામાં જઈ રડવા લાગી. મ્હેં રાડ પાડી ત્યારે ઓઢણીથી આંસુ લુછી મારી પીઠ પછવાડે આવી બેસી ગઇ. આખી આખી રાતો છોકરાઓ માટે એક પગથી કાઢતી હતી. એણે આ ઘરની ચાકરી માતાઓ, દાસીઓ કરતાં વધારે કરી છે.

"ઇસકા હક કાટકર મુઝે તકલીફ ન દો."

કસીમ તથા નસીમા બંનેનું હેત એનાપર હતું. વહુનું આ વર્ણન દુઃખ ઉપજાવે એવું હતું. તેથી એની પણ રડી રડી હેડકી બંધાઈ ગઇ. પાછે પગે ગયો અને માળા લઇને આવ્યો ત્યારે નસીમાએ કહ્યું. "તમે જીભથી કહી ચૂકયા હતા અને બધાને

ખબર થઈ ગઇ હતી, કે માળા પહેરામણીમાં આપવાની છે, તેટલા માટે હવે ન આપવું વ્યાજબી નથી. એજ કારણથી મ્હેં તમને કહ્યું હતું પણ તમારૂં મન ન હોય તો ન આપો."

કસીમ—હું પોતે પણ શરમાઉં છું કે જે વાત મેં જીભથી કાઢી હતી તેને પૂરી કરવાનો વિચાર મારા મનમાંથી કેમ ચાલ્યો ગયો? હવે તમે આપી દો."

વિદાયગીરીના બીજે દિવસે તસનીમ પોતાના ધણીની સાથે હૈદ્રાબાદ રવાના થઇ. એના મનમાં જે કાંઇ વીત્યું તે તો તેજ સારી રીતે જાણતી હશે. પરંતુ જ્યારે પાંચમા દિવસની ટપાલમાં એનો કાગળ ન આવ્યો ત્યારે માએ જે કાગળ લખ્યો તે આ હતો:—

પ્યારી તસનીમ !

તમને આખા ઘરની આશિર્વાદો. તમારો સહીસલામત પહોંચ્યાનો તાર તો આવી ગયો, પરંતુ આજ સુધી કાગળ ન આવવાથી જાતજાતના વહેમો મનમાં આવ્યા કરે છે. પ્યારી તસનીમ, જે માની પાસેથી તમારા જેવી દીકરી નોખી પડી છે, એની હકીકતનો તમે પોતે અંદાજો કાઢો. આ મન જે હમણાં માત્ર આને લાયક રહી ગયું તે તમારી યાદમાં તરફડીઆં મારે અને તમારા વિચારમાંજ ખુશ થાય ! ખુશ ખબરના બે અક્ષર લખી એની તરસ મટાડો. હું જાણું છું કે તમે પોતે બેચેન હશો. નવી જુદાઇ છે. અને તાજો વિયોગ છે. માબાપ અને ભાઇ બ્હેનો બધાં આંખો આગળ હશે ! પરંતુ દીકરી, જિંદગીનો આ ફેરફાર આ સ્વપ્નાનો ખુલાસો છે. જે સ્ત્રીના આત્માએ બીજી દુનિયાપર નજર કરી અને જે ઉપર સ્ત્રીઓની હયાતીનો આધાર છે. મારૂં મન જુઓ કે તમારા જેવી દીકરી જેને રાતદિવસ છાતી સાથે ચાંપી અને છાતી પર રમાડી, એને પોતાના હાથથી હજારો ગાઉ દૂર મોકલી ખાલી હાથે બેઠી છું. શું કરૂં ? દુનિયાંનો એજ રિવાજ છે. ફોઇ જેવી મા, જેમણે પોતાની જિંદગી મારા પર કુરબાન કરી, આજે એક શહેરમાં માંદી પડી રહી છે. અને ઘરના ધંધાઓ

તથા દુનિયાંના ઝઘડાઓથી એટલી પુરસદ નથી કે એક પળ માટે જઈ ખબર પૂછી પાછી આવું! મારા જેવી હજારો મા એવી ફોઇપર કુરબાન થાય! તે બીમારીમાં પણ મારો કલમો પઢે છે. એમના મુકાબલામાં મ્હેં તમારી અરધી ચાકરી અને ચોથા ભાગ જેટલી મહોબત પણ દેખાડી નથી. એક પળ માટે પણ ન જુએ તો બેચેન થઇ જતી. પણ મટે નહિ એવી જુદાઈ અને મટે નહિ એવો વિયોગ! જે હાથથી ઓવારણાં લઈ ભેટતી હતી, તેજ હાથથી પાલખીમાં બેસાડી દીધી. નીકા એ સ્રીની મોટાઇને પારખવાની કસોટી છે. મોટાઓની લાજ અને બાપદાદાની આબરૂ તે વખતે સ્રીના હાથમાં હોય છે. મરદને આખી ઉમર સુધી મુસીબતની સામે રહેવું પડે છે પણ સ્રીની અજમાયશનો વખત એજ છે. આ કઠણ રસ્તાની શરૂઆતની મંજલો સખત છે માટે હિંમત રાખી કાઢશો તો લાલોની લાલ રહેશો. દેખીતી રીતે તમે એકલાં છો, પણ નહિ સૈયદપણાનું લોહી તમારી સાથે મીર મુત્તકી જેવા દાદા અને મીર ઝાહેદ જેવા નાનાની આબરૂ તમારા હાથમાં છે. ગરીબાઇમાં ધીરજ, ઇજ્જતમાં શુકર, સખતીપર ખુશ, જુલમ પર ખામોશ, દરેક હાલતમાં રાજી, દરેક સ્થિતિમાં ખુશી રહેવું એ સ્રીઓનું ભૂષણ છે. મુસીબતપર ગભરાવું, આફતથી બેચેન થવું, બેદરકારીથી ડરવું, બેફીકરીથી બેખબર રહેવું એ શરાફતનું ભૂષણ નથી.

વહાલી તસનીમ! કુંવારાપણું એ એક મોટી નિયામત હતી, બેફિકરીના દિવસો અને આરામની રાતો માની ડેલી તથા બાપને બારણે પૂરાં થયાં. અસલ ઘર તેજ હતું જ્યાં તમે પહોંચી ગયાં. એ કૂચ હતી તે મુકામ હતો. એ પરદેશ હતો તે દેશ. આ મુસાફરી હતી તે ઘર, અહિંના પ્યાર જુઠા હતા અને અહિંના સંબંધો ઉપરના હતા, અહિંની વાતો આહિં હતી, અને ત્યાંની વાતો ત્યાં, હવે જે વાવશો તે લણશો. જેવું કરશો તેવું પામશો. હું મા હતી, લાડ લડાવવું મારૂં કામ હતું, અને ખુશામત મ્હારી મહોબતનો ઉભરો હતો.

પણ સાસુ પારકી છે તેમ ટીકા કરવી એ એના જાતિ સ્વભાવમાં છે. અને નુકતેચીની કરવી એ એનો જાતિ સ્વભાવ છે. હું હસાવતી હતી અને રડતી હતી, તે રડાવશે અને હસશે. નવા અંતઃકરણમાં ઘર કરવું તે સહેલું નથી, તેમજ મુશ્કેલ પણ નથી. તાબેદારીનાં મીઠાં ફળ અને ચાકરીના મીઠા મેવા તમારી આગળ હાજર છે. ભાઈ બ્હેનનો વિચાર અને માબાપની મહોબત પૂરી કરો. આ સંબંધો ત્યાં કામ આવશે નહિ, હા, જીવતાં સગાં વહાલાંઓ અને વડીલોના આત્માઓની આંખો તમારી આ જિંદગીપર લાગેલી છે. વહાલી તસનીમ, વખત ઘણો બારીક છે, માટે એવું ન થાય કે વડીલોની નજરો નાખુશીની સાથે પાછી જાય અને અમારી આશાઓ ભ્રષ્ટ થાય.

## પ્રકરણ ૩૧ મું

તસીમના લગ્નના સત્તરમા દીવસે વસીમની પરીક્ષાની ફતેહમંદીનો તાર આવ્યો, એના લગ્નની ઢીલ માત્ર પરિણામ ઉપર હતી. કસીમની રજા પૂરી થવાને દસ દિવસ બાકી હતા. દીકરીવાળાઓએ તાકીદ કરવાથી નસીમા પણ રાજી થઈ અને લગ્નની તૈયારીઓ કરવામાં આવી. નીકાથી બે દિવસ પહેલાં એક દિવસ સવારે નસીમાએ વેવાણને મળવા આવવાની રજા માગી, તેઓ બિચારા આગલા જમાનાના લોકો આ વાત શું સમજી શકે ? તેથી દીકરીની મા ગભરાઇ અને પોતાના મનમાં કહેવા લાગી કે કવખતે વેવાણ આવે છે માટે એમાં કાંઈ ભેદ હોવો જોઇએ. તેણીએ કહેવડાવી મૂક્યું કે બાઇ પૂછાવવાની શી જરૂર હતી, તમારૂં ઘર છે, ખુશીથી આવો. પણ પોતાના દિલમાં જે હતું તે તો ખુદાજ જાણતો હતો. કદી એવો વિચાર આવતો કે કદી કોઇએ બે વાતો આમ તેમ કહી હશે. કદી એવો વિચાર આવતો કે કોઈ બીજી વાત હશે. તેથી કોઇપર ગુસ્સો, કોઇપર

ક્રોધ કરતી હતી. આથી પણ ધીરજ ન રાખતાં ઉલટી દીકરીપર ઉતરી પડી. અને કહેવા લાગી કે તારા જેવી કમનસીબ દીકરી ખુદા દુશ્મનને પણ ન આપો. પહેલાં તો કોઇ વાત પણ વિવેકની જણાઇ નહિ. જો કદાચ બિલાડીના ભાગ્યે એકાદ ઠેકાણે શીકું તૂટયું તો ત્યાં પત્થરા નીકળી પડયા. મને ખબર નથી કે કયારે ભાગ્યવાન વખત આવશે કે તું આ ઘરમાંથી કાળું કરી જશે. મારા નસીબમાં તો બબ્બે પત્થરો હતા જે કોઇપણ રીતે ખસેડવાથી ખસ્યા નહિ. દિવસની ભૂખ, રાતની ઉંઘ એ બધું ઉડી ગયું. પરંતુ તું કમનસીબ કોઇપણ રીતે ઉડી નહિ. હું તો પહેલાંથીજ કહેતી કે, આ વેલ માંડવે ચઢે તેવી નથી. તે લોકો અમીર છે તો આવું ઘર આપણને કયાંથી મળી શકે ? વળી સૈયદ કુટુંબના, તે સિવાય માલદાર છે. કોઈ ડેપ્યુટી છે તો કોઇ તહેસીલદાર. આપણે કમનસીબ એમના શા આગળ હિસાબમાં ? આપણે આખો દીવસ કબૂતરો ઉડાવવામાં, આખી રાત ગંજીફો તથા શેતરંજ રમવામાં કાઢીએ છીએ.

તે બાપડી આમ તેમની વાતો કરી ગુસ્સામાં દુઃખી થતી હતી એટલામાં નસીમાબેગમની સવારી આવી પહોંચી. તેણીને જોતાંજ તેનો ચહેરો ફીકો પડી ગયો, પણ ગળે ભેટી. પરંતુ બેઠી બેઠી મોં તાકયા કરે છે અને મનમાં કહે છે કે દીકરીનાં નસીબનો શો ફેસલો આજે થાય છે. કેટલીક વાર સુધી નસીમાએ આમતેમની વાતો કરી, પરંતુ વેવાણ શો જવાબ આપી શકે ? કારણ કે તેણીના મનમાં તો ઉંદરો દોડતા હતા. જેમ જેમ ઢીલ કરવામાં આવતી હતી તેમ તેમ આ બાપડીનું લોહી સુકાઈ જતું હતું. આખરે કાબુ ધરાવી શકી નહિ અને બોલી ઉઠી તમે આ કવખતે, શા વાસ્તે તસ્દી લીધી ? ખેર તો છે ? ”

નસીમા—“ હાજી, ખુદાનો શુકર છે. કંઇ વાતો એવી હતી કે જેનો ફેસલો કરવા, મારૂં તમારી સેવામાં હાજર થવું જરૂરી હતું. જમાનાની રૂઢી પ્રમાણે કદાચ, તમે તમારી સાહેબજાદીનું

મારી આગળ આવવું પસંદ કરતા નહોવ. પણ મ્હેં હજારો વખત એને જોયેલ છે અને મ્હારી આંખો સામે નાનીથી મોટી થઇ છે. હમણાંજ ત્રણ માસપરજ મ્હેં એને ફોઇને ઘેર જોયાં હતાં, પરંતુ આટલી મહેરબાની જરૂર કરો કે એમને પણ આ વાત સાંભળવામાં આવે. કારણ કે એમનો વિચાર પણ જણાઇ આવે. આ સાંભળી કન્યાની માનું મન ખુશ થયું. ઓરડાની પછવાડે એક નાની કોટડી હતી ત્યાં કન્યા બેઠી હતી. તેની માએ કહ્યું, "તમે ખુશીથી કહો. તે અહીં હાજર છે." આ સાંભળી નસીમાએ કહ્યું. "બ્હેન જો કોઇ વાત મરજી વિરૂદ્ધ હોય તો આ વખત કહી દો. કારણ કે આપણું મન સાફ થઇ જાય. આપણા લોકોમાં સૌથી મોટી ભૂલ થાય છે કે જો કોઈ વાત મરજી વિરૂદ્ધ થાય તો એને મનમાં ઉતારી, મેલ રાખે છે. એનું પરીણામ એ આવે છે, કે તે મેળ વધી વધી વેલ થઈ જાય છે. ખુદાનો શુકર કરૂં છું કે ત્રણ દીકરાની મા છું અને આજે બાવીશ દિવસ થયાં એક દીકરીને પરણાવી ચૂકી છું. તેને માટે મને વહુ દીકરી કરતાં ઓછી પ્યારી નથી. અને મને તે સાસુઓ ઉપર અજાયબી થાય છે કે જે દીકરીઓની મા હોવા છતાં વહુઓને દીકરીઓ સમજતી નથી. તમે જાણો છો કે મેં તસનીમને ઘેરથી સઘળા ખરાબ ચાલો કહાવી નાખ્યા. દીકરીનું મન બંને જગાની આવજાવમાં વધારે ગભરાય નહિ અને તેણી સાસરીયાંથી સારી રીતે જાણીતી થાય એને હું ખરાબ સમજતી નથી. પરંતુ એમાં પણ નકામી રીતે રૂપિયા ખરચાઇ જાય તે માટે મ્હેં પસંદ કર્યાં નહિ. વરની રજા પૂરી થઇ ચૂકી હતી તેથી નીકાને ત્રીજે દિવસે તસનીમ હૈદરાબાદ રવાના થઇ. તે લોકો પણ જુના જમાનાની ઘણી વાતોથી નાપસંદ હતા. ને મ્હેં એમનું મન તોડવા વ્યાજબી ધાર્યું નહિ; પણ તમને તો આટલું જરૂર કહીશ કે જો તમારી મરજી હોય તો રૂપિયા નકામી રીતે ખરચીએ નહિ. પણ જો તમે નાખુશ ન થાવ તો હું ઘરેણાંને પસંદ કરતી નથી. સોનું આજે આપણને પચીસ રૂપિયે તોલો મળે છે પણ જ્યારે બજારમાં વેચીએ છીએ

ત્યારે રેવણુને લીધે બાવીશ કે ત્રેવીશ રૂપીયા ઉપજે છે માટે મારો વિચાર એ છે કે જે કાંઈ તમારે છોકરીને આપવું હોય અને જે કાંઇ હું આપુ તેની કોઇ મિલ્કત છોકરીના નામથી ખરીદ કરવામાં આવે એટલા માટે કે વખતને માટે એક ટેકારૂપ થઈ પડે. તમે કહો તો હું પાંચસેં માણસો લઈ જાન તથા હજાર કરતાં વધારે વેવાણો લઇને આવું."

વેવાણ—"ઠીક, ત્યારે, હું એનો જવાબ વિચારીને આપીશ."

નસીમા બપોર સુધી રોકાઇ અને ત્યાર પછી પોતાને ઘેર પાછી ગઇ. સાસુની વાતચીતની અસર વહુ ઉપર ઘણી સારી થઈ. માએ ઘણી મુસીબતે મુલાકાત લેવા કબૂલ કર્યું હતું. પણ દીકરી તેને વાતપર લાવી! વસીમના લગ્નમાં જે કાંઇ બંને પક્ષ તરફથી ખરચ થાય તેની મિલ્કત દીકરીના નામથી ખરીદ કરવામાં આવે એવી ગોઠવણ કરવામાં આવી.

## પ્રકરણ ૩૨ મું.

લગ્ન પછી કસીમને દીકરાની નોકરીની ફિકર થઇ. અમલદારો સાથે સારી જુની ઓળખાણો હતી. કારણ કે એના ઘરડા વરડાઓની ચાકરી કાંઈ ઓછી ન હોતી. અને તેની પોતાની પણ વગ ઘણી સારી હતી. તહેસીલદારીનું મળવું એ કાંઇ જેવી તેવી વાત ન હોતી. પરંતુ એવો બનાવ બન્યો કે બે વર્ષ સુધી અજમાયશ તરીકે રહેવું પડયું, પણ પરીક્ષામાં (ખાતાની) બંને વખત ફતેહમંદ થયો નહિ. કસીમે આ નિષ્ફળતાને એક સાધારણ વાત જાણી. પરંતુ વસીમનો જીવ ખાટો થઇ ગયો તેથી તે બેરીસ્ટર માટે તૈયાર થયો. આ ઈરાદાએ વહુના પગોમાં સાંકળો નાખી. પરંતુ બંને સમજદાર હતાં તેથી લગ્ન આ વિચારમાં આડે આવ્યું નહિ. વહુ પણ સમજી ગઇ કે ત્રણ ચાર વર્ષો આંખો મીચતાં મીચતાં વીતી જશે; પરંતુ નોકરીની ગુલામીથી

તો આખી ઉમર સુધી નીરાંત થઇ જશે. નસીમાના વૃદ્ધાવસ્થાનો વખત હતો. તેથી તેણે તે વાત દિલથી કબૂલ કરી નહિ. તેણી દીકરાને એટલા લાંબા વખતને માટે જુદો કરી શકે એમ ન હતું. પરંતુ ધણીનો આગ્રહ, દીકરાની મરજી અને વહુની ખુશી એઓએ તેણીનું મન મનાવ્યું. તેથી હા કર્યા વગર છૂટકો થયો નહિ. અને મુસાફરીની તૈયારીઓ શરૂ થઇ. જવાનો દિવસ આવ્યો ત્યારે કસીમ પણ અહિં હાજર હતો. સાંજના વખતે વસીમ તૈયાર થઇને આવ્યો. માએ મગરેબની નમાજ પૂરી કરી સલામ ફેરવી કે તરત માને પગે પડયો. તેણે દીકરાનું માથું કાળજા સાથે ચાંપ્યું અને માથે હાથ ફેરવી આશીર્વાદો આપી. તે ઉભી થઈ બારણાં સુધી પહોંચાડવા આવી. મનમાં ને મનમાં કાંઈ આશીર્વાદો આપી. અને વસીમ સલામ કરવા નીચો નમ્યો ત્યારે દમ લેવો તો શા હિસાબમાં. હૈયું ભરાઈ આવ્યું છતાં કાબુ ધરી હિંમત રાખી પણ નસીમની આંખોમાં આંસુ જોઇ વધારે બેચેન થઈ ગઇ. અટકતી અટકતી આટલું બોલી.–' ખુદા સલામત રાખે, ખુદા તમારા આયુષ્યમાં બરકત આપે, ફતેહમંદ કરે, તથા ઇસ્લામ પર દઢ રાખે !

વસીમ માની ગોદમાં માથું રાખી ઉભો હતો હાથ એની ગરદન ઉપર હતો, અને આંસુ પડતાં હતાં, પણ નસીમા જો કે ઓરત હતી પણ જાણતી હતી કે મારી હાલત એની આગળ કફોડી થઇ તો તે આખે રસ્તે બેચેન રહેશે. જ્યારે તબીઅત વધારે બગડવા માંડી ત્યારે કમર ઉપર હાથ રાખી જોરથી દાબી અને અવાજને અટકાવી અંદરના ઓરડામાં આવી, રડતી રડતી પલંગપર પડી ગઈ.

વસીમનો કાગળ દરેક ટપાલમાં હમેશાં આવતો હતો. પરંતુ તસનીમ તથા વસીમ બંને છોકરાંઓની જુદાઈ જો કે ઉપરની હતી તોપણ એણે નસીમાની હિંમત તોડી નાખી. વહુની આ સ્થિતિ જોઇ કસીમે બે વર્ષની રજા લીધી. બનતાં

સુધી તે વહુનું મન ખુશ કરતો, એને સમજાવતો, અને દીલગીરી દૂર કરતો. વસીમ ત્રણ પરીક્ષામાં પાસ થયો હતો. માત્ર એક છેલ્લી પરીક્ષા બાકી રહી હતી. પણ માને એક દિવસ એક વર્ષ જેવો લાગતો. ખરૂં પૂછો તો તેણી પોતાની જિંદગીથી નાઉમેદ થઇ ચૂકી હતી. કોઈ ખાસ મરજ તો ન હોતો પરંતુ કમરમાં હર ઘડીએ દુઃખાવો રહેતો. સળેખમની હમેશાં બીમારી રહેતી. ચાલતી વખતે શ્વાસ ચઢી જતો, ઉઠતી વખતે ચક્કરો આવ્યા કરતાં. જેમ તેમ કરી વિયોગનો વખત પૂરો થયો. વસીમ છેલ્લી પરીક્ષામાં પાસ થયો અને નસીમાએ ખુદાનો આભાર માન્યો. તાર મધરાતના સુમારે આવ્યો હતો. ઉભી થઇ, વજુ કરી, બે રકાત નમાજ પૂરી કરી. અને ઘણી વાર સુધી બેઠાં બેઠાં રડયા કર્યું. રડયા પછી આસમાન તરફ હાથ ઉંચા કરી કહ્યું–"હે ખુદા, તારી કઇ કઈ નિયામતોનો આભાર માનું! મારા જેવી નિરૂપયોગી સ્રીપર એવાં એવાં ઇનામો, દયા અને બક્ષીસો! તારી જાત તનેજ લાયક છે. વસીમ મ્હારી જીંદગીમાં ફતેહમંદ થયો, તેમાં ત્હારી મહેરબાનીની સામેલ! મારો લાલ મારૂં કાળજું ઠંડું કરશે! એ વખત પાસે આવી પહોંચ્યો છે. હવે એવી ઉમેદ છે કે આ છોકરાંઓને જીવતાં મૂકી ત્હારી સેવામાં હાજર થાઉં!"

જે દિવસે નસીમ આવવાનો હતો તે દિવસે ગાડીનો વખત સવાનવ વાગ્યાનો હતો પણ મમતાને લીધે મા નવજ વાગ્યાથી બારણામાં ઉભી હતી. વસીમ માના વિચારોથી તથા તેની આદતોથી સારી રીતે જાણીતો હતો. રસ્તામાંજ લુગડાં બદલી સીધો સાદો મુસલમાન બની બારણામાં દાખલ થયો.

તો ઇતનેમેં આગે નઝર જો પડી,
તો દેખાકે રસ્તેમેં હેય મા ખડી.

નસીમાનું હૈયું પહેલાંથીજ ભરાઇ ગયું હતું. છોકરાની સૂરત જોતાંજ જે આંખો ચાર વર્ષથી તેની સૂરત જોવા તલસતી હતી,

તે બોલી ઉઠી. વસીમ પણ પોતાની જાતપર કાબુ ધરાવી શકયો નહિ.

વો રોરો કે હો અબ્ર ગમ યું મીલે,
કે જીસ તરેહ સાવનસે ભાદું મીલે.

રોવું ધોવું પૂરૂં થયું ત્યારે બધા જણાઓએ મળીને ખાણું ખાધું. માની મુસીબતની હકીકત જ્યારે બાપની જીભથી સાંભળી, ત્યારે વસીમ ઘણું રડયો, અરધા રાત આમ તેમની વાતોમાં વીતી ગઈ. આશરે બે વાગે બધાં જણ સૂવા ગયાં, પણ ચાર, વાગ્યા, નહોતા એટલામાં વસીમ ગભરાઇને જાગી ઉઠયો. તેને ઝાડો ઉલટી શરૂ થયાં, માબાપ બંને ગભરાઇ ગયાં, ડાકટરો તથા હકીમોને બોલાવવામાં આવ્યા, દવા દારૂ કરવામાં કંઇ પણ કસર કરી નહિ; પરંતુ નસીમાનું જીગર વસીમ, જે માત્ર એક દિવસનો પરોણો હતો તે સાંજ અગાઉ પોતાને રસ્તે ચાલ્યો ગયો.

## પ્રકરણ ૩૩ મું.

જે માની આંખો આગળથી વસીમ જેવો લાયક જબરો જુવાન પુત્ર ઉપડી જાય એના દિલને પૂછવું જોઇએ કે શું વીત્યું હશે! સાચું એ છે કે વસીમ પોતે મરી, જિંદગીના સઘળા ઝઘડાઓથી મુકત થઇ ગયો. પરંતુ માને જીવતાં કબરમાં મૂકી ગયો. રાતોને રાતો સુધી છાનીમાની બેસી રહેતી. પલકથી પલક મારવી હરામ સમજતી. આખો દિવસ ચુપચાપ બેસી રહેતી. અનાજનો કોઈ પણ દાણો ઉડી મોઢામાં જતો નહોતો. એક પલ માટે પણ એના લાલનો વિચાર એના મનમાંથી દૂર થતો નહિ. દરેક વખતે એનો ફોટો આંખો આગળ હતો. રડતાં રડતાં બંને આંખોમાં નાસુર પડી ગયાં. પરંતુ માના વહાલનો દરિયો આંસુ બની વહેતો હતો, તે કોઈ પણ રીતે પૂરો થયો નહિ.

બધી દુનિયા આંખો આગળ અંધારી હતી. કબરસ્તાન જતી, કબર ઉપર બેસતી, રડીને કહેતી, "વૃદ્ધ મા જીવતી રહી અને કાળજાનો કટકો હજારો મણ મટોડી નીચે જઈ સૂતો."

ગાંડાઓની માફક અકેકનું મોઢું તાકયા કરતી અને છોકરાંઓની માફક વળગી વળગી રડતી. કોનું ખાવું પીવું અને ઓઢવું પહેરવું તેજ વસીમની યાદ હતી! હસવું બોલવું કેવું તથા બેસવું ઉઠવું કે મળવું કેવું! તેજ હતી! તેનું મન નાખુશ રહેતું અને જિંદગી બોજારૂપ થઈ પડી, ઘર જંજાળ રૂપ થઈ પડયું. કદી પોતાના મનમાં એમ સમજી દીલાસો આપતી કે વસીમ જીવતો છે અને બજારે ગયો છે, હવે આવતો હશે! કાળજા સાથે ચાંપીશ, ભેટીશ અને વળગાડીશ. બેચેન થઇ બારણા સુધી જતી, અને ત્યારપછી બેકાબુ થઈ તે પોતેજ રાડો પાડી બોલી ઉઠતી:—

"અરે વસીમ કયાં?"

જયાં આગળ નુરાની ફિરસ્તાઓ બધી બાજુએ ફરતા હતા અને અસંખ્ય આત્માઓ પોતપોતાનાં કામો તથા કૃત્યોનો બદલો તથા સજામાં ગુંથાયલા હતા. ત્યાં અકેક નુરાની ફિરસ્તાઓ ખુદાનો જે હુકમ હતો તેની દ્વારા રહેમતનું ઉતરવું શરૂ થયું. દરેક આત્માની પાસે સદા ખીલેલાં ફૂલોના ગોટા હતા. જેની ખુશબો સઘળા મેદાનને પહોંચતી હતી, તે એની પાસે પહોંચી જાય. નસીમા આંખો ચીરી પોતાના છોકરાને જોઇ રહી હતી, પરંતુ કોઇ પણ ઠેકાણે જોવામાં આવ્યો નહિ. મુસીબતથી એક તરફ નજર ગઈ ત્યારે જોયું કે કડકડતા શિયાળામાં વસીમ ઝીણી મલમલનું પહેરણ પહેરી થરથર ધ્રૂજે છે, શરીર લોહી લોહાણ થઇ ગયું છે. હાથ પગ ફાટી રહ્યા છે, અને લોહી વહ્યાં કરે છે. અજાબને લીધે ફિરસ્તાઓ ટાઢા પાણીમાં વસીમને ઝબકારે છે, અને એના વિલાપ, શોકપર જરા પણ દયા દેખાડતા નથી. નસીમા બેશુદ્ધ થઈ આગળ ગઈ એટલામાં તેણીએ ફિરસ્તાઓને અટકાવ્યા, પરંતુ બાપે હાથ

ઝાલી લીધો અને કહ્યું–" એક ડગલું આગળ જવાની રજા નથી. " ત્યાંજ ચીસો પાડતી ઉભી રહી, અને પીટતી રહી; પરંતુ જે કર્યું તે નકામું ગયું, અને જે કહ્યું તે વ્યર્થ ગયું. જ્યારે નુરાની ફિરસ્તાઓનું ઉતરવું બંધ થયું ત્યારે તેઓ મોઢથી બોલી ઉઠયા. તે ભાગ તમારો જે દુનિયા વાળાઓએ તમને મોકલ્યો.' એકા એક ખાસ રોશની દેખાઇ. બધા ફિરસ્તાઓ સીજદામાં ગયા અને તેમનો સરદાર બોલી ઉઠયો,–" આજે પેગમ્બર સાહેબનો જન્મ દિવસ છે તો તમારાં પાપ ઓછાં કરવામાં આવે છે, તમારી અરજ મંજુર થશે, તમારી દરખાસ્તો કબૂલ કરવામાં આવશે. જેણે જે કાંઇ કહેવાનું હોય તે ભલે કહે." દરેક આત્માએ પોત પોતાના સંદેશા પહોંચાડયા. જ્યારે વસીમનો વારો આવ્યો ત્યારે તેણે કહ્યું–" પવિત્ર નુરાની ફિરસ્તાઓ ! મારી મા મારી યાદમાં તરફડીઆં મારતી હશે ! એની જિંદગી મારા દમથી હતી ! હું એની ચાકરીની આશા મારા મનમાં લાવ્યો. એની જોવાની દીલગીરી મારી સાથે છે. અને મેળાપની આતુરતા મારી પાસે છે. જો દયા કરો તો એક વખત થોડી પળ માટે એની સૂરત દેખાડી આપો." ફિરસ્તાઓએ એની મરજી પૂરી કરવા ના પાડી અને કહ્યું–" દુનિયાવાળાઓ પોતપોતાનાં સગાં વહાલાંઓને તરેહ તરેહની ભેટો મોકલે છે જે ત્હારી નજરો આગળ આત્માઓને પહોંચાડવામાં આવે છે, પરંતુ તારા કોઇ સગાએ આજ દિવસ સુધી તને કાંઇપણ મોકલ્યું નહિ. કદાચ તું પણ તે લોકોમાંનો છે જેના ફૂલો અને ચાલીસા ઉપર મણોગંધ બીરયાની, મુતનજન તાજા મોટા ( માણસો ) ઉડાવે છે, ( ખાએ છે ), ત્હારી મા અહિં હાજર છે અમે તને એની સૂરત દેખાડીએ છીએ. પરંતુ એના બદલામાં તને એક હજાર વર્ષ સખત સજા ભોગવવી પડશે." વસીમ ફિરસ્તાનો આ અવાજ સાંભળી થોડી વાર સુધી ચૂપચાપ રહ્યો, અને ત્યાર પછી ધ્રૂજતા અવાજે કહ્યું–મને કબૂલ છે, મ્હારી માની સૂરત દેખાડો." ફિરસ્તો વસીમને અહિં લઇને આવ્યો. ત્યારે નસીમાએ દીકરાના તરફથી મોઢું ફેરવી લીધું. માની આ

હાલત જોઈ વસીમની આંખોમાંથી આંસુ નીકળી પડયાં, અને એણે ફિરસ્તાને કહ્યું.–"બસ ચાલો, અને તમારી સજા શરૂ કરો."

એટલું સાંભળી નસીમાની આંખ ઉઘડી ત્યારે બાંગી બાંગ આપતો હતો.

સ્વપ્નનું શું! એક શાહારડી હતી, જેણે આખું કાળજું કોચી નાખ્યું! જે સૂરત જોવાને મહિનાઓ સુધી તરફડીઆં મારી રહી હતી, તેની આ સ્થિતિમાં નજરે આવવું, દીકરાની મહોબતનો એ દરજ્જો અને માના કઠણ હૃદયની હદ આવી હતી.

તેણીએ પોતાની શુદ્ધિ કાયમ રાખવાની કોશીશ કરી, પરંતુ કોઈપણ રીતે તેણીને ભાન રહ્યું નહિ. મનને કાબુમાં રાખતી હતી. પરંતુ જુલમગાર કોઇ પડખે આરામ આપતું હતું નહિ. વસીમની સૂરત અને સ્વપ્નાની હાલત કાંઈ એવી મનમાં સમાઈ ગઇ કે હુશિયાર થઇ એને મળવા દોડી. હાથ પહોળા કર્યા. પરંતુ કોઈ હતું નહિ, તે અટકી, પોતાની જાતને કાબુમાં રાખી. પરંતુ લથડતી લથડતી પડી ગઈ. હવે પરોઢીઆનો બરાબર વખત હતો. પક્ષીયો પોતાના પેદાકરનારની બંદગીમાં ગુંથાયાં હતાં. તારાઓ ઝાંખા પડી ગયા હતા, ચંદ્ર ફીકો થતો જતો હતો, પોહ ફાટી રહ્યું હતું, અને નસીમા એ વિચારમાં આકાશ તરફ તાકતી પડી હતી. એટલામાં કદાચ આ જોરદાર ફેરફારમાં વસીમની સૂરત ફરીથી જોવામાં આવે. કસીમ બહુની હાલત લાંબા વખતથી બેઠો બેઠો જોયાં કરતો હતો. અને જોકે એની હકીકત એટલી ખરાબ તો નહોતી તોપણ વસીમના મોતે કમર તોડી નાખી હતી. ઉભા થઇ વહુનો હાથ પોતાના હાથમાં લઇને કહ્યું—"ઉભાં થાઓ નમાજનો વખત વીતી જાય છે, પાણી ગરમ થઇ ચૂકયું," નસીમાની હાલત તદ્દન એવી હતી જેવી કોઇ જુલમગાર કોઇ છોકરાને હાથથી રમકડું છીનવી લે. નમાજનું નામ સાંભળી ઉભી થઈ, પણ કસીમની સૂરત જોતાંજ સ્વપ્નાની સઘળી હકીકત આંખો આગળ આવી ઉભી. એક રાડ પાડી અને એમ કહીને પડી ગઇ,

"વસીમને ટાઢા પાણીની સજા અને હું ગરમ પાણીથી વજુ કરૂં"

કસીમ પાણી લાવ્યો, વજુ કરાવ્યું, આવી સ્થિતિમાં રડતી રડતી નમાજ અદા કરતી રહી. નમાજ પૂરી કરી ત્યારે કહ્યું—ડોળી મંગાવી આપો, ફોઇને ઘેર જઇશ. તમારી મરજી હોય તો તમે પણ ચાલો.

કસીમ—"હમણાં મંગાવી આપું છું. અને હું પણ આવું છું."

## પ્રકરણ ૩૪ મું.

સંજીદાની ઉમર આ વખતે સો કરતાં વધારે હતી. જોકે હાથ પગ જવાબ આપી ચૂકયા હતા તોપણ જીભ મગજ હમેશની માફક કામ કરી રહ્યાં હતાં. વસીમના મરણના સમાચાર સંજીદાને શું! પણ સવાર થતાં પહેલાં આખા શહેરમાં ફેલાઈ ગયાં. સંજીદાએ જ્યારે આ સમાચાર સાંભળ્યા ત્યારે પૂરેપુરા બે કલાક સુધી બેશુદ્ધ રહી. પરંતુ ભત્રીજી પાસે જવાને તે અશકય હતી. ઘણી વખતે કહેણુ મોકલ્યાં; પરંતુ આ કમનસીબને પોતાની શુદ્ધિ પણ નહોતી. ફોઈના હુકમનો અમલ તો શું ધુળ કરે? પણ સંજીદા તે ફોઈ હતી, જે નસીમાને માની માયાળુ ભરેલી ગોદ તદ્દન ભૂલાવી દીધી હતી. સાચું એ છે કે એને ભત્રીજીની સાથે મહોબત હતી. એટલુંજ નહિ પણ ઇશ્ક હતો. એની આંગળીમાં ફાંસ લાગતી તો એ બેચેન થઈ જતી. આતો તે મુસીબત હતી જેણે ઇજાઓનો છેડો તથા ફરજોની સંપૂર્ણતા કરી દીધી. સંજીદાની સ્થિતિ ઘણીજ કફોડી અને કષ્ટદાયી થઇ પડી હતી, તે ઓછી નહોતી. માછલીની માફક પલંગપ પડી પડી તરફડીયાં મારી મારી ચૂપચાપ રહેતી. ઘણીવાર ઇરાદો કર્યો, કે લંગડાતી લંગડાતી ડોળીમાં બેસીને જાઉં; પરંતુ બંને

પગો એવા હતા કે હરવાફરવાના પણ સમ ખાધા હતા. દરેક વખતે એજ ચિન્તામાં તથા રાતદિવસ એજ વિચારમાં ડુબેલી રહેતી. એટલામાં સામેથી નસીમાને આવતી જોઇ. કમનસીબ ભત્રીજી જોવામાં આવતાંજ સંજીદાનું હૈયું ભરાઇ આવ્યું. અને નસીમા ફોઇની સૂરત જોતાંજ બેચેન થઈ ગઇ. દોડીને ગળા સાથે વળગી પડી. સંજીદાના બેઉ હાથ નસીમાના ગળામાં હતા, અને એનું માથું ફોઇની છાતી ઉપર બે વખત નહિ પણ ઘણી વખતે નસીમાએ બાળપણમાં આવીજ રીતે ફોઇને ગળે વળગી એનું કાળજું ઠંડુ કર્યું હશે. પરંતુ કોણ જાણતું હતું કે, નસીમ સંજીદાને આ વખત પણ દેખાડશે, કે એજ ભત્રીજીને એવીજ રીતે ગળે વળગાડવાનું છે કે વસીમ જેવો જુવાન દીકરો હમેશ માટે મૂકી એને નિર્જીવ કરશે, અને આંખો એની જુદાઇમાં શોકનો વરસાદ વરસાવશે. અને સંજીદા આ અશ્રુપ્રવાહ લુછશે. ઘણીવાર સુધી બંને જણાઓએ ગળે વળગી વળગી રડયા કર્યું, આખરે સંજીદાને નસીમાનું માથું ઉપાડી લીધું. તેણીએ સ્વપ્નાની હકીકત કહી સંભળાવી. સાંભળ્યા પછી સંજીદાએ કહ્યું—" મારા કરતાં વધારે કમનસીબ સ્ત્રી કોણ હશે, કે આ દીલગીરી ખમવાને આજ દિવસ સુધી જીવતી રહે. શું ખબર હતી કે મને આ દાગ પણ કાળજા પર લઈ જવો છે. જે કાંઇ તમે કરો તે ઓછું અને થોડું છે. તમારા પર જે વીત્યું તે બાળ બચ્ચાંવાળી માઓ સારી રીતે જાણે છે. હું તમને દીલગીરીથી મના કરતી નથી. એ દીલગીરી તો આવી પડી અને એવી આવી કે જાન લઈને જશે. જ્યાં સુધી તમે જીવતાં રહેશો ત્યાં સુધી તમે રડયાં કરશો. પરંતુ વસીમનું મોત સાધારણ વાત નથી. એક જોરાવર હાથ એના ઉપર છે. કોણ કોલેરા, કોણ મરડો, કોણ મધ, અને કોણ શરબત એ સઘળાં કુદરતના ખેલ છે. પવન વાય છે અને વાશે. દુનિયાં મરણાધિન છે. માટે મુસીબતમાં ધીરજ, દીલગીરીમાં સહનશીળતા, ઇજામાં શુકર કરવો એ હમારૂં કામ છે. તેની મરજી પર ખુશ, હુકમપર હાજર, ફરજમાં સંપૂર્ણતા, તથા હુકમનો અમલ કરવો

અમારૂં કામ છે. વાત તે હોવી જોઇએ કે બંદગીની સ્થિતિ હાથમાંથી જાય નહિ અને ઇન્સાનીયતની સભ્યતાપર ડાઘ આવે તેવું કામ કરવું નહિ, રડો અને આંસુઓથી દીલગીરી કરો. પણ મનમાં કે ચહેરા પર મેલ ન હોવો જોઇએ. રડવામાં અવાજ કાઢવો જોઇએ નહિ, બંદગીમાં કમી કરવી જોઇએ નહિ, ભક્તિમાં ફેર પડવો જોઇએ નહિ, જે મુસીબત આવી પડે તેને સહન કરવી. જે થઈ ગયું તે થઈ ગયું. એજ માણસાઇનું ભૂષણ છે, કારણ કે કાંટાઓના પડમાં ફૂલો સંતાઇ રહે છે. આ દાગોના પડદામાં બાગ છે. એને ઉજ્જડ કરવું તથા તમારા હાથ વડે તોડવું એ તમારૂં કામ નથી. જિંદગી નાપાયાદાર છે, દુનિયા ક્ષણભંગુર છે, આ વિવેક ઉપર ઉપરનો છે. બીજી દુનિયાનાં બારણાં ઉઘડેલાં છે. વસીમનો આત્મા ત્યાં મોજુદ છે. તમને મળવા બેચેન છે અને તમને જોવા ઈન્તેજાર છે. એને મળવાના ઉપાય લેવાના તથા બદલાની તજવીજ કરવી એ તમારૂં કામ છે. મોત માથાપર સ્વાર છે. તો મોતને માટે તૈયાર થઈ જાવ હવે બેફિકરાઇથી સૂઇ રહો અને આરામથી મળો.

ઈબાદતસેં ઇસ કીસ્તકો આબ દો,
કેવાં જાકે ખીરમન ભી તૈયાર લો.

ઇમામ ગઝાલી સાહેબે મોત પર એક વાદ કર્યો છે. તેઓ કહે છે.—" ઉમર બીન અબ્દુલ અઝીઝ પછી એમનાં ધણીયાણી ફાતમાએ દુનિયા તજી દીધી અને ધણીની કબરપર જઇ બેઠાં. એક આખું વર્ષ ત્યાં કાઢયું, પરંતુ ત્યાં સુધી દુનિયાના સંબંધો છુટયા નહિ, જ્યારે તેઓ ચાલવા લાગ્યા ત્યારે તેઓએ એક અવાજ સાંભળ્યો:—

" ફાતમા પતિ મળ્યા ? "

માટે દીકરી ! તમારા હાથ વડે ઉમેદનો એક ભાગ નકામી રીતે વીતી ગયો. એનુંજ નામ મહોબત ! અને હેત ! કારણ કે મગફૂરત પામેલા છોકરા અને મર્હુમ લાલને તમારે લીધે સજા થઈ !

આજે તે તમારી મહેરબાની અને સખાવતનો મોહતાજ છે! હું ચીજ છું. પરંતુ હું મારામાં જે આપવાની શક્તિ છે તે આપું છું. મારાથી બની શકે છે તે પહોંચાડું છું. આ તમારી અજમાયશનો તથા કાબુમાં રહેવાનો વખત છે. જો વાત ચુંથાઇ જશે તો છોકરાનું મળવું કેવું! અને તમારે બંને દુનિયાઓથી હાથ ધોઇ નાખવા પડશે!

નસીમા બેગમ! દુનિયાની સાથે દીન બરબાદ થાય કામ તેવું ન કરો! ખુદાની ખુશી મેળવવાનું કામ અઘરૂં નથી. ખુદા તમારી આંખો આગળ છે. માટે જો તમે લાચાર પ્રાણીઓનાં દિલ હાથમાં લેશો તો તમારો બેડાપાર થઇ જશે. એમની ચાકરી કરશો તો માફી મળશે. અને એમની સાથે મહોબત કરવી એ ખુદાની મહેરબાનીનો પહેલો પાઠ છે. નસીમા હોશિયાર થઇ જા, અને ત્હારી જાતને સંભાળ. ગરીબોનાં ફાટેલાં તૂટેલાં લુગડાં બીમારોનાં કમજોર હાડકાંઓ, અનાથોના ધુળથી ખરાડાએલા ચહેરાઓ, વિધવાઓની કમનસીબ સૂરતો, તથા અપંગોના જખમોના કીડાઓ તને ત્હારા લાલ સાથે મેળવશે.

સંજીદાનું ભાષણ પડી જાય એવી પુલોની દીવાલની આસપાસ એક વાડ જેવું હતું. જેણે નસીમાના પહાડને ખસેડી, એમના વિચારોને એક જગાથી બીજી જગાએ પહોંડી દીધા, વિચાર કરે છે ત્યારે ખરેખરી રીતે જે ચંદ્ર દુનિયાના પડદાથી સંતાઈ ગયો હતો તે હમણાં બીજી દુનીયામાં દેખાવવાનો હતો. સૌથી જરૂરની વાત એ હતી કે મા હમણાં પોતાની સઘળી ઇચ્છાઓને આ વખતે છોડી જતી. વખતે એવાં કામ સાથે લઇ જાત જે વસીમને એની સાથે મેળાપ કરાવી દેત, જેથી આંખો પ્રકાશિત અને કાળજું ઠંડુ થાત. આ વિલાપ, શોક, બેચેની, ગભરાટ, ફાયદા વગરનાં અને નકામાં હતાં. વસીમનું શરીર માટી થઇ ચૂકયું હતું. હવે જો કાંઇ ઉમેદ હતી તો તે આત્મા સાથે હતી. તે માંના કામો ગભરાટમાં જોઇ રહી હતી. નસીમાએ ફોઇને તો કાંઇ કહ્યું નહિ, પરંતુ એના શબ્દો છાતીમાં ઘર કરી ગયા. અને મનમાં ઉતરી

પડયા. થોડા વખત સુધી તો તે છાની રહી, અને ત્યારપછી ડોલી મંગાવી પાછી ઘેર આવી. આવીને બેઠી ત્યારે એક તરફથી વહુ સલામ કરવા આવી અને બીજી તરફથી પૌત્રો આવીને વળગી પડયા, વહુને આશીર્વાદો આપવી એ નક્કી હતું. પરંતુ આશીર્વાદોની સાથે વિચાર આવ્યો કે હું મા છું, મારો પ્યાર છે, મ્હારા કાળજાના કટકા છે. દુનિયાના બધા એશઆરામ ભોગવ્યા, પરંતુ આ કમનસીબ, ચાર–પાંચ વર્ષની પરણેલી–જેણે ધણીની બહાર (એશ) જોઇ નથી! નતો છોકરાઓનું સુખ! કેવી રીતે બરબાદ થઈ ગઇ! એને વિધવા બેસાડી જિંદગી બગાડવી એ મોટામાં મોટો જુલમ અને મોટામાં મોટો ગુન્હો છે. હું જાણું છું કે બહારના લોકોમાં વિધવાઓનો બીજો નીકો કરવો એ મોટામાં મોટી એબ છે; અને મારૂં મન પણ માનતું નથી, કે મારી જિંદગીમાં વસીમની વહુ મારાથી જુદી પડે! છોકરાં મારૂં ઘર સૂનું કરી ચાલ્યાં જાય! અને પારકી ઓશરીપર જઇને પડી રહે! પરંતુ એનો અજાબ મારા ઉપર રહેશે. પોતાના મન સાથે વાતો કરતી કરતી એકદમ ઉભી થઇ અને વેવાણને બોલાવીને કહ્યું:—

“આ તમારી દીકરી બેઠાં છે, મારા નસીબમાં જે કાંઈ થવાનું હતું તે થયું. પરંતુ આ છોકરી છે. એણે હમણાં દુનિયા શું જોઇ છે? છ વર્ષમાં બે માસ પણ લગોલગ ધણીની સાથે રહી નથી. દુનિયા એને માટે દોજખ, અને જિંદગી એને માટે એક આફત થશે. હું જાણું છું કે તમે પોતે ચાલ અને રીવાજની સાંકળમાં બંધાયલાં છો; પરંતુ મારૂં મન જુઓ કે તમે પોતે તમારી છોકરીને વસીમની દુલ્હન બનાવી દીધી, અને મારા હાથથી મારી વહુને બીજાને માટે દુલ્હન બનાવું છું વસીમ મરીને છૂટી ગયો. એનાં છોકરાં મારા મરેલા છોકરાની નિશાની છે. હું જ્યારે એમને જોઇશ ત્યારે મ્હારી મમતા ઠંડી થઇ જશે. માટે રહીમુન્નિસાનો દીકરો આરીફ સાઠ રૂપિયાનો નોકર અને વળી સારી હાલતવાળો તથા સારો ખાનદાની છે. તે નીકો કરવા ઇચ્છા ધરાવે છે. મ્હેં એને પણ હમણાં તેડાવ્યો છે. તમારી રૂબરૂમાં હું એને હમણાં નવા વરની સાથે પરણાવી રજા આપું છું.”

વેવાણુ તો છાની રહી ગઇ, પરંતુ ફોઈની આંખોમાંથી આંસુની ધારા ટપટપ વહેવા લાગી. એટલામાં કસીમે આવીને કહ્યુ—“ કાજી અને આરીફ બંને આવી ચૂકયા છે.” વહુની રજા મેળવ્યા પછી નસીમાએ નીકાની રજા આપી. નીકા થઇ ગયા પછી નસીમાએ પોતાના હાથે વહુને નવડાવી ધોવડાવી દુલ્હન બનાવી અને કહ્યું,—“ દીકરી, દુનિયાનો એજ દસ્તુર છે. થોડા દિવસમાં દુનિયા તમને આ દીલગીરી ભુલાવી દેશે. જોકે મ્હારૂં મન માનતું નથી કે વસીમના છોકરાં મ્હારાથી નોખાં પડે, પણુ હું દુઃખી કયા દિલથી તમારી મમતાને મૂકાવી દઉં ? ખુદા તમને તમારા છોકરાં પરવરશ કરવાનુ નસીબ કરે ! એમને દરરોજ મારી પાસે મોકલ્યા કરશો કે એમની સૂરતો મ્હારા જખમપર મલમની ગરજ સારે. હું સારી રીતે જાણું છું, કે પારકાના છોકરાંઓ પારકાજ હોય છે. એમનાં નખરાં તથા લાડ બીજો બાપ કેમ ઉપાડે ! પચીસ હજારની જાગીર જે, મને પહેરામણીમાં મળી છે, તે આ છોકરાંઓની પરવરશીને માટે એમના નામપર લખી આપુ છું. તમારા કરતાં વધારે સારો પ્રમાણીક બીજો કોણુ હશે ? ખુદા, આ છોકરાંઓની ઉમરમાં બરકત આપે ! એમને લીધે વસીમનુ નામ કાયમ રહેશે ! તેઓ ફલે ફેલાય ! અને તમારૂં કાળજું ઠંડું રહે !

ગાડી તૈયાર છે માટે ખુદાનું નામ લઇ સ્વાર થઇ જાવ. દેખીતી રીતે તમારો સંબંધ આ ઘરથી તૂટી ગયો. પરંતુ જ્યાં સૂધી હું જીવતી છું. ત્યાં સૂધી આ ઘર તમારૂં છે. અને ખુદા આ બચ્ચાંઓને જીવતાં રાખે ! તમારા હકો પૂરા થયા નથી. આજ દિવસ સૂધી તમે મ્હારી તાબેદારી ઉઠાવી. પણુ આજથી હું તમારી ચાકરી કરનારી છું. મને છોકરાંઓની સૂરતથી તરસાવશોમા !—વસીમના પ્યારા છોકરાંઓ તમારી પાસે મ્હારી અનામત છે. મ્હારૂં દિલ ખુશ રાખજો. હું કમનસીબ છું. જુવાન છોકરો હમેશને માટે મ્હારાથી છૂટી ગયો છે. ઘાયલ થયેલ દિલથી હું તમને આશીર્વાદ આપીશ. તમારો વાડવેલો વધશે. ખુશી રહેજો.

વહુની હેડકી બંધાઇ ગઈ હતી એટલામાં નસીમાએ ઉભાં થઈ ગળા સાથે ચાંપી, છોકરાંઓને પ્યાર કર્યો, કપાળ ઉપર ચુંબન લીધાં, બારણા સૂધી આવી, અને વહુને છોકરાંઓ સાથે બીજા ધણીને ઘેર રવાના કરી.

## પ્રકરણ ૩૫ મું.

નસીમા પોતાની જાતને સંભાળવાની કોશીશ કરતી હતી, પરંતુ તેનું મન નાઉમેદ થતું હતું. બંને વખત યતીમખાનાના છોકરાઓનું ખાણું પોતે રાંધી મોકલતી. વિદ્યાર્થીઓનાં લુગડાં પોતાના હાથથી શીવતી. વિધવાઓના મહિના તથા અનાથોના રોજ મુકરર કરવામાં આવ્યાં. જ્યારે તેનું દિલ વધારે ગભરાતું અને વસીમની યાદ તેને બેચેન કરતી, ત્યારે યતીમ છોકરાઓને તેડાવી એમની સાથે દિલ ખુશ કરતી. ઈદથી એક દીવસ પહેલાંની વાત છે કે પાડોશીનું એક છોકરૂં જેના સઘળાં સગાં વહાલાં મરી ચૂકયાં હતાં તેણે નવ વર્ષની ઉમરમાં કુરાનશરીફ મોઢે કર્યું હતું, અને જેણે ત્રીસે રોજાં રાખ્યાં હતાં. તે જેમતેમ કરી ત્રણ મહિના થયા પોણાબે રૂપિયાનું પહેરણ અને સુરવાળનું લુગડું લાવ્યો. એની પાસે એટલા પૈસા નહોતા કે દરજી પાસે શીવડાવી શકે, પરંતુ નાના સરખા મનમાં ઇદની ખુશીઓ લહેર માર્યા કરતી હતી. તેણે દરજીને કહ્યું,—“ તમને એકેક પૈસો કરી સીલાઇ આપી દઇશ.” દરજીને ઘણાં લુગડાં શીવવાનાં હતાં તેણે તેથી ધુરકીને લુગડું નાખી દીધું, તે નિર્દોષ બાળક લુગડું લઇ ચારે તરફ રખડયા કરતો હતો. એણે પોતાના મનમાં કહ્યું,—“ કોઈ ખુદાનો બંદો એવો છે જે મારી ઇદ કરાવે ? ” વિચાર કરતે કરતે એના મનમાં નસીમાનો વિચાર આવ્યો, ત્યારે તે સીધો નસીમાને ઘેર પહોંચ્યો. તે વખતે રાતના નવ વાગ્યા હતા. અને નસીમા તે વખતે ઘરમાં નહોતી. તસનીમે બધી વાત સાંભળ્યા પછી કહ્યું,—“ તેઓ ઘરમાં નથી.” માબાપ વગરના નિર્દોષ છોકરાની સઘળી ખુશી ધુળ સાથે મળી ગઈ. નાઉમેદ થઇ પાછો ચાલ્યો

અને મસજીદમાં જઈ પડી રહ્યો. આશરે બે વાગે નસીમા ફોઇના ઘેરથી પાછી આવી ત્યારે તસનીમે વાતવાતમાં આ બનાવ પણ કહી સંભળાવ્યો. નસીમાની આંખમાં સાંભળતાંવારમાં આંસુ આવી ગયાં. છોકરીને કાંઇ કહ્યું નહિ, 'તે છોકરો કયાં રહે છે ?' એજ માત્ર પૂછયું.

તસનીમ—"એતો હું જાણુતી નથી. શું તમે હમણાં ગોતવા જશો ?"

નસીમા—"નહિ, એમજ પૂછું છું !"

તસનીમ—"તે કહેતો હતો કે હું આ સામેની મસીદમાં જઇને પડયો રહીશ."

જ્યારે તસનીમ સૂઇ ગઇ ત્યારે નસીમાએ આવી કસીમને જગાડવાની કોશીશ કરી, પરંતુ જ્યારે તે જાગ્યો નહિ ત્યારે તેને એવો વિચાર આવ્યો કે મારા લીધે હું એમને કેમ ઈજા આપું ! દાસીનો બુરખો માથાપર નાખી બહાર ગઇ અને મસીદને બારણે પહોંચી. દુનિયા સ્વપ્નામાં હતી. પરંતુ તે નવ વર્ષનો જીવ પોતાનું ચાર ગજ નેનકલાકનું લુગડું કાખમાં રાખી જાગ્યા કરતો હતો. નસીમાનો અવાજ સાંભળતાં દોડી બારણા તરફ ગયો. સાંકળ ઉઘાડી ત્યારે નસીમાએ કહ્યું,—"શું તમે લુગડું લઇ મારી પાસે આવ્યા હતા. શું હતું ?"

છોકરો—"આ રહ્યું, કોઇએ શીવી આપ્યું નહિ, હવે તમે શીવી આપશો ?"

નસીમાને છોકરાના આ ભોળાપણા પર એવો પ્યાર આવ્યો કે નીચે નમી ગળા સાથે ચાંપ્યો. પ્યાર કર્યો, અને કહ્યું,–"હાં, લાવો હું હમણાં સવાર સૂધીમાં તમારા લુગડાં તૈયાર કરી આપીશ. ચાલો, તમે પણ મારી સાથે આવો."

છોકરાને લઈ નસીમા ઘેર આવી. બંને લુગડાં કાપ્યાં, આંખોથી તે સારી રીતે જોઇ શકતી નહોતી, પરંતુ જેમ થઇ શકયું તેમ પહેરણ, સુરવાળ તૈયાર કરી આપ્યાં. છોકરાએ પણ બેઠાં બેઠાં જાગ્યા કર્યું. દોરો પૂરો થઇ જતો ત્યારે તે પરોવી આપતો હતો. તૈયાર થયા પછી તેણીએ તેના હાથ મ્હોં ધોવડાવ્યાં, લુગડાં પહેરાવ્યાં, ગોદમાં લઇ પ્યાર કર્યો, અને એક રૂપિયો આપ્યો.

પાંચ વાગી ગયા હતા, આખી રાત સૂધી જાગતી રહી હતી; તેથી જરા પલંગપર પડી તો આંખ લાગી ગઈ. એટલામાં જુએ છે તો વસીમ એના કાળજા સાથે વળગેલો છે, અને ચારે તરફથી સઘળા પવિત્ર આત્માઓ, એની ફતેહમંદી ઉપર મુબારકી આપે છે. આ ખુશીમાં આંખ ઉઘડી તો મન અંદરથી ખુશ ખુશ થઇ ગયું. ઘણા મહિનાઓની મહેનત વસુલ થઇ ગઇ. અને હવે નસીમાને ખાત્રી થઇ કે વસીમને મળવાનો રસ્તો માત્ર ખુદાના પ્રાણીઓની સેવા છે.

એમાં કહેવાપણું નથી કે નસીમાની ઉમરનો આ ભાગ લાજવાબ ( શ્રેષ્ટ ) વીત્યો. હાલતમાં આકાશ પાતાળ જેટલો ફેર થઇ ગયો; પરંતુ જે ગરમી આંખો દ્વારા બહાર નીકળતી હતી તે દબાવી રાખી હતી, તેથી તે ( ગરમી ) શરીર ઉપર જણાઈ. ઘણું કરીને થોડી થોડી ગરમી શરીરમાં રહેતી હતી. અને જોકે કસીમે વહુની દવા કરવામાં કાંઇ બાકી રાખ્યું નહોતું તોપણ નસીમાની સ્થિતિ દિવસે દિવસે બગડતી ગઇ, આખરે એને પોતાની મોતની ખાત્રી થઈ ગઈ. મોતના ચાર દિવસ અગાઉ એણે સઘળાં સગાં વહાલાંઓ, બેનપણીઓ, સાહેલીઓ, શિષ્યો વગેરે સૌને બોલાવી એકઠાં કર્યાં અને તેમની આગળ આ પ્રમાણે કહ્યું:–

“ બ્હેનો ! ”

મેં આજે તમને સૌને તસ્દી આપી છે, પરંતુ હું લાચાર છું. હું મનમાં ચાહતી હતી કે એક વખત તમારી સૂરતો ફરીથી જોઉં. મોત માગવું એ ધર્મથી વિરૂદ્ધ છે, પરંતુ હવે મને મ્હારા મોતની ખાત્રી થઇ ગઈ છે. તે માટે જરૂરનું હતું કે બધાથી મળી રજા લઉં ! હું આજ સૂધી ચોપન વર્ષ ચાર મહિના અને અઢાર દિવસ સૂધી આ દુનિયામાં રહી. એ અરસો કહેવાને તો ઘણો મોટો અને જોવામાં ઘણો છે, પરંતુ માણુસ જે આ ક્ષણ-ભંગુર દુનિયાની ખૂબીઓ ઉપર મરી પડે છે, આંખો બંધ કરી તે વખત કાઢે છે. એવીજ હકીકત પણ આજે મ્હારી છે. આશરે પંચાવન વર્ષ સૂધી જીવતી રહી. પરં જીવવાથી મન ભરાયું

નહિ જોઇએ તેટલો વખત, પૂરતો સમય, અને લાંબો અરસો છે; પરંતુ હરેક કામ અધુરૂં, હરેક વાત અપૂર્ણ અને હરેક કૃત્ય ( મામલો ) અધુરૂં મૂકું છું જાણે કે મોત આવવાનું નથી. નતો મ્હારે જવાનું હતું. હું વ્યર્થ પેદા થઇ અને બીજાઓને બોજારૂપ થઇ પડી. મરૂં છું તો શરમાળ, જાઉં છું તો ગુન્હેગાર, કર્મની ભલાઇ તથા કૃત્યની કમાઇ મારી સાથે આવત; પરંતુ કાંઇ કર્યું નહિ. પાંચ સાત વર્ષની હકીકત તો યાદ નથી. પરંતુ જ્યારથી સમજણી થઇ ત્યારથી એક કામ પણ સારૂં કર્યું નહિ. મ્હઇ જેવી દયાળુ માની ચાકરી જેણે પોતાની જિંદગી મારા પર બરબાદ કરી તેમની ચાકરી મારાથી જરાપણ થઇ નહિ. કહેવાને તો દશકાઓ વીતી ગયા, પણ મને તે દિવસો યાદ છે જ્યારે હું એમને સખતીથી જવાબ આપતી હતી અને તે ખામોશ થઇ જતાં હતાં. આજે આ હાથ પગ જેપર હું મગરૂર થતી હતી, તે નકામા થઇ પડયા છે અને આયુષ્ય જે પર નખરાં કરતી હતી તે પૂરૂં થઇ ગયું; પરંતુ એની યાદ આજે બદલામી અને નામોશી મારી પાસે છે. અને હવે રડયા સિવાય બીજો ઉપાય રહ્યો નથી. માને બદનામી આપી, પિતાના હુકમો ઘણી વખતે મ્હેં અનાદર કર્યા. બ્હેન ભાઇઓ ઉપર મહેરબાની મારાથી થઇ નહિ. વડીલોની તાબેદારી મ્હારાથી થઈ નહિ, અરે ! ઘરડી ડોશી, આ કઠણ રસ્તો જેમાં એક એક ડગલું ઉપાડવું આફ્ત રૂપ છે. તે પાપનો ઢગલો એવો માથાપર મૂકી દીધો, કે કોઇ પણ રીતે હલકો થયો નહિ. દાસીઓ મ્હારાથી નાખુશ રહેતી, લોંડીઓ મ્હારાથી ઇતરાજી રહેતી, નોકરો મ્હારાથી ગભરાતાં હતાં. અરે ! બંને દુનિયાના ધણી ! બચાવ ! મને બચાવ ! ”

આ વખતે નસીમાની હેડકી ચઢી ગઇ. અને સ્ત્રીઓમાં એવી કોઈ ન હશે કે જે રડી ન હોય. પોતાની જાતને કાબુમાં રાખી ફ્રીથી ભાષણ શરૂ કર્યું:—

“ એક સવારની વાત છે કે ફોઇએ મને પાલખીમાં બેસાડીને રવાના કરી તે વખતે ધોળા વાળવાળી ઘણી સ્ત્રીઓ મને

વિદાય કરવામાં સામેલ હતી. આજે તે સઘળી કબરમાં જઈ સૂતી છે. મ્હારૂં આખું માથું ધોળું થઈ ગયું છે. આ ફેરફાર ડગલે ડગલે મને મોતનો પાઠ આપે છે. પણ મ્હેં બેદરકારી કરી. એટલી અનહદ બે દરકારી કરી કે કોઈ પણ દિવસે ભુલેચૂકે પણ મોતનો વિચાર આવ્યો નહિ. મ્હારૂં લગ્ન પંદર વર્ષની ઉમરે થયું હતું અને ચાલીસ વર્ષ આ મહોલ્લામાં રહી, ચાલી જાઉં છું; પરંતુ એકને પણ સારી રીતે ખુશ કરી શકી નહિ. માતુશ્રી ( સાસુ ) પર ખુદા રહેમ કરે ! કોણ કહી શકે છે કે મ્હારાથી તેઓ ખુશી થઈ કે દીલગીર થઇ ચાલ્યાં ગયાં ( મરી ગયાં ). રાબીયાં તથા હાજરાં બંને નણંદો મને સોંપી હતી; પરંતુ એમની સેવા કાંઇ પણ થઇ શકી નહિ. વગર કારણે એમનાપર ઘુરકતી. વગર સબબે એમને ધમકાવતી હતી. અમસ્તી એમનાપર ગુસ્સે થતી. જાણી જોઇ એમના પર ઉતરી પડતી હતી. હવે નજર કરૂં છું તો આ ગુસ્સામાં સુધારવાનો વિચાર ઓછો પણ સ્વાર્થપણું વધારે હતું; પરંતુ મને આ છોકરીઓના સુખને લીધે આશા છે કે આ મરણની પથારીએ પડેલી ભાભીપર સજા થવા દેશે નહિ, અને ખુદા વાસ્તે તેઓ મારી ભૂલો માફ કરી દેશે. ”

નણંદોએ આ સાંભળતાંજ રાડો પાડી. ભાભીના પગ પર પડીને કહ્યું–“ ભાભીજી, ખુદાને વાસ્તે એવું કહેશો મા તમે અમારી માને અમારા મનથી ભૂલાવી દીધી. તમે અમને મનુષ્ય બનાવ્યાં અને અમે તમારે લીધેજ દુનિયામાં રહેવા લાયક થયાં ! ” બેઉ નણંદોને નસીમાએ ગળા સાથે ચાંપી અને ફરીથી કહેવા માંડ્યું–“ કુટુંબની એક બે નહિ પણ ઘણી ખુદાની બંદીઓ મારી દયાની લાયક હતી. મહોલ્લાનાં ઘણાં પ્રાણીઓ ભૂખ્યાં સૂઇ રહ્યાં અને મેં પેટ ભર્યું–મુસાફરો મ્હારે દરવાજેથી ખાલી હાથે ગયા, અનાથો મ્હારે બારણે નાઉમેદ થઈ પાછા ફર્યાં વિધવાઓએ આ બંધ થનાર જીભથી મહેણાંઓ સાંભળ્યાં. મોટી ડોશીઓએ મ્હારાં મહેણાં ખમ્યાં, નોકરોએ મ્હારા ગુસ્સાઓ ઉપાડયા, હે ખુદા ! પાપની એટલી મોટી ગાંસડી ! ( મ્હારા માથાપર ) દયાધર ! હે ખુદા દયા ધર ! ( એક મિશ્ર અવાજ નીકળ્યો. )

અરે ! નસીમાબેગમ ! ત્હારા દરેક રૂંવાડામાં ખુદા જાન આપે ! અમને લાચાર છોડમા ! તું યતીમોનો બાપ, વિધવાઓની વારસ, તું અપંગોનો ટેકો, ગરીબોનું ભરણપોષણ કરનાર તું, અરે બેગમ તું !

આ પછી નસીમા કાંઇ કહેવા માગતી હતી પરંતુ થાકને લીધે તાવ જોરમાં ચઢી આવ્યો અને બોલવાની હિંમત રહી નહિ, ભેગી થયેલી સ્ત્રીઓએ એનાં ઓવારણાં લીધાં, છોકરાંઓએ આશીર્વાદ આપી. સાંજ પડી જવાની તૈયારીમાં હતી ત્યારે સ્ત્રીઓ રડતાં રડતાં પોતપોતાના ઘર તરફ રવાના થઇ. રાતના નવ વાગે તાવ સહેજ હલકો પડયો ત્યારે નસીમાએ કસીમને પોતાની પાસે બોલાવીને કહ્યું,—" હું ખુશનસીબ ધણીઆણી છું કે તમારે હાથે જમીનમાં જાઉં છું. જે ચહેરા ઉપરથી ઘુમટો ઉપાડયો તેને તમારે હાથે માટીમાં સંતાડી દેજો. કાળા વાળો તમારા ઘરમાં ધોળા થયા અને જુવાની તમારી આગળ વૃદ્ધાવસ્થામાં બદલાઇ ગઇ. તમે ધણી હતા, હું લોંડી હતી, તમારો દરજ્જો અને હક વધારે હતો, પરંતુ હજારો વખત ઉતરી પડી અને સારૂં નરસું કહ્યું છે. આજે આપણાં છોકરાંઓ આગળ હાથ જોડી કહું છું કે મહેરબાની કરી માફ કરજો, કારણ કે ખુદાની રૂબરૂ તમારી ગુન્હેગાર થાઉં નહિ, કસીમ વહુની જીભથી એટલું સાંભળતાં બેચેન થઇ ગયો. રડતો રડતો આવ્યો. એનો હાથ પોતાની આંખો સામે અડાવી કહ્યું:—

" તમારા જેવી વહુ, દુનિયા, દીવો લઇ શોધે તોપણ મળશે નહિ. તમે જે કર્યું તે માટે મારૂં દિલ તમને આશીર્વાદ આપે છે. તમે મને પચાસ રૂપિયાની નોકરીમાંથી ન્યાયાધિશ બનાવ્યો. જે ઘરમાં કુતરાંઓ લોટતાં હતાં તે તમારે લીધે આજ દિવસ સૂધી બગીચો થઇ ગયો છે. મ્હારૂં મોઢું નથી કે તમારા ઉપકારો ન માની શકું. વળી તમારાથી હું શરમાઉં છું. જે કામ પલવલમાં મ્હેં કીધાં તે માટે મારો આત્મા થરથર ધ્રૂજે છે. નસીમા બેગમ ! તમારા છોકરાંઓના સદકાથી, મરી ગયેલા વસીમના સદકાથી મને માફ કરો. "

નસીમાએ ધણીનો હાથ પોતાના માથાપર રાખી પોતાના હાથે એનાં આંસુ લુછયાં અને કહ્યું,—“ સાચો ખુદા, તમને માફ કરે, હું પહેલાંથીજ માફ કરી ચૂકી છું અને હમણાં ફરીથી કહુ છું કે, મ્હેં માફ કર્યું. હમણાં હું તમને એટલું વધારામાં કહું છું કે, જો મ્હારા પછી તમને બીજા નીકાની જરૂર પડે તો બેશક કરજો, હું ના પાડતી નથી. પણ બે નિર્દોષ છોકરીઓ તમને સોંપુ છું. છોકરાઓ તો સમજણા થયા છે અને કમાવે તેવા છે; પરંતુ આ ભોળી ચલ્લીઓ સાવકી માના કબજામાં જાય નહિ, તસનીમ એમની પરવરશી કરશે. માની બાજુ છૂટી ગયા પછી તસનીમ કરતાં વધારે સારી ચાહનાર કોણ હશે ? તેણી દુશ્મની: એમની મદદગાર અને ઇતરાજીમાં એમની સારી શુભેચ્છક થશે તમારા પગારમાં જે કાંઈ બચાવી આજ સુધી એકઠું કર્યું છે, આ દશ હજારની નોટો છે. જે આ બેઉના લગ્ન માટે બચ રાખી હતી. હમણાં હું તમને સોંપુ છું. છોકરાંઓ હુશિયાર પણ મ્હારી પછી દીવાલો સાથે માથું ફોડશે. તો એમને કાળજા સાથે ચાંપી રાખજો. જો કિયામતના મેદાનમાં મેળાપ થશે તો હું મ્હારા છોકરાંઓના દુ:ખનો બદલો જરૂર લઈશ. ”

તાવ ફરી વધારે થયો અને બાર વાગતાં સુધી સો ડીગ્રી કરતાં વધારે હતો. તસનીમ માના પગોથી અને કસીમ વહુના હાથથી આંખો લુછતાં હતાં. નસીમા ચુપ થઈ ગઇ. સવારમાં જ્યારે કસીમ તદ્દન નાઉમેદ થઈ ગયો ત્યારે શરબતનો એક ચમચો લઇ, વહુની પાસે આવ્યો. તે વખતે નસીમાએ એના આગળ હાથ જોડયા. આંખોથી ભૂલોની માફી માગી. કસીમ શરબત આપવા જતો હતો એટલામાં એણે ધણીનો હાથ ખસેડયો અને આટલું કહી હમેશ માટે ચુપ થઇ ગઇ:—

“ જુઓ ! મ્હારા લાલનો આત્મા, મને સામે લેવા આવ્યો. વસીમ હાથ લાંબા કરી મને ખોળામાં લેવા ઉભો છે ! ! ! ”

આમીન ! આમીન ! આમીન !

સમાપ્ત.

નામદાર મુંબઇ સરકારે નિમેલી ખાસ મુસ્લીમ કમીટીની દરખાસ્તથી તૈયાર કરેલો

વાર્તારૂપ

# ગુજરાતનો સંક્ષિપ્ત ઇતિહાસ.



ગુજરાત, કાઠીયાવાડના મદ્રસાઓમાં ટેક્સ્ટ બુક તરીકે વાપરવા માટે અમુલ્ય લાભ.

માત્ર ૧૯૨૦ માં છપાઇ બહાર પડશે.



કીંમત આના ચાર.

નીચેના ઠેકાણે ખાસ મોકલવા

જી. એ. શેખ.

ઓલપાડ ( જીલ્લે સુરત )